# "द्रौपदी स्वयंवर"

## नाटक.

અંક ચાર.

ગીતિ.

હાસ્ય વિરાદી રસોથી, ભરેલ દ્રૌપદી સ્વયંવર યે[illegible]
મન આર્યો જન કેરાં, વાંચી રાચી તેજોમય પ્રગટે.

રક નાગરોત્કર્ષ સભા.

૫૦૦

અમદા...—"આર્યોદય" પ્રેસ.

સંવત ૧૯૪૪.—સને ૧૮૮૮.

કીમત ૬ આના.

# પ્રસ્તાવના.

---

આ અદ્‌ભુત નાટક હાસ્ય અને વીરરસથી ભરપૂર છે જે વાંચવાથી આર્ય ભાઈઓને ખાત્રી થશે કે આગળ સુધારો અને સમૃદ્ધિ કેવાં હતાં તેથી સહજ વિચાર થઇ શકશે કે હાલના અને ગયા વખતમાં કેટલો ફેરછે.

આ નાટકના ચાર અંક કરવામાં આવ્યાછે જેમાંના પેહેલા અંકમાં સુત્રધાર, વિદુષક, અને દેવતાઓનું કલ્પિત કથન છે. બીજા અને ત્રીજા અંકમાં દ્રૌપદ રાજાના દરબારનું, કુટુંબનું, અને રાજનું વર્ણન કરવામાં આવ્યુંછે. ચોથા અંકમાં મંડપનું, પાંડવ કૌરવનું, મોટે યુદ્ધનું, મહાદેવ, પાર્વતી, અને પાર્ષદોનું આલેખ પવામાં આવ્યુંછે. આ નાટક ટુંકું રચ્યુંછે જેથી વાંચ- સુગમ પડશે અને એવી આશા રાખવામાં આવેછે કે રનારા ગ્રહસ્થો કરતાને દોષ ન આપતાં હંસ જેમ મિશ્રીત દુધ પાણીમાંથી દુધ પી જઈ પાણી રહેવા દેછે તેવી રીતે ,ક. સુધારી વાંચશે.

કર્તા.

**શ્રી ખંભાળીઆ જ્ઞાનપ્રસારક નાગરોત્કર્ષ સભા.**

3358

# द्रौपदी स्वयंवर नाटक.

---

**મંગળાચરણ.** **મહીદીપ છંદ.**

સ્યામ ચરણ સ્મરણ મિત્ર સરસ રીત સાચી; એ રાગ.
ગૌરી ઇશ હે પિનાકીન શુળપાણી સ્વામી;
મદનારી મહેશ્વરા વિશ્વેશ્વરા પ્રણામી. ટેક.
કષ્ટ કાપી સુમતિ આપ વંદુ હું ત્રિપુરારી;
મદનારી દુઃખ ભંજનં શીવ ખરે કષ્ટહારી. ગૌરી.
જાન્હવી જટાની માંહે ગ્રહી શરણ પ્રાણ પ્યારી.
દીપ ભૂષણ પનંગ[1] તણા નીલકંઠ ધારી. ગૌરી.

---

## अंक पेहेलो.

### પાત્ર.

સુત્રધાર........................................નાટકનો અ
નટી........................................તેની સ્ત્રી.
વિદુષક........................................મશ્કરો.
ચાપલ્યા........................................તેની સ્ત્રી.
ગણપતિ........................................દેવ.
સરસ્વતિ........................................દેવી.
દ્રૌપદ........................................પાંચાળ દેશનો
પ્રધાન........................................કારભારી.
સેનાધિપતિ........................................સૈન્યનો ઉપ
પ્રતિહાર........................................ચોપદાર.
કમળ લોચની........................................દ્રૌપદની અં
અનુસારિકા........................................દાસી.

---

1 નાગ.

# પ્રવેશ પેહેલો.

**સુત્રધાર આવેછે ને ગાયછે. દક્ષણી ચાલની લાવણી.**

શંભુ સુખ કરા, શ્રી જગદિશ્વરા રે;
કુમતિ કાપ સુમતિ આપ, દીન દયાળ ભક્તપાળ;
ચંદ્ર શેખરા રે, શંભુ સુખકરા રે; ટેક.
ભક્ત વત્સલ જય નિરંજના રે.
વિશ્વ વિશે સદા વ્યાપી, પાપ કાપી ધર્મ સ્થાપી;
વિજયાના વિહારીરે, શંભુ સુખકરા.
ભસ્મ લેપના મહા જ્વાળ ધારી રે,
સગુણ [illegible] દયાવંત ગૌરી કંથ ગૌરી વર્ણ;
મહા ભુજાંગ ધારીરે, શંભુ સુખકરા.

ધાર ભાદ કહેલું ગાયન કર્યા પછી ઇશ્વરની અકળ લિલા અહો પ્રભુ તારી ગતિ ન્યારીછે, માણસ જાતને સુખ અનુ઼ભાટે જુદી જુદી જાતનાં ખાનપાન, જુદી જુદી જાતની પ્રાણી, વનસ્પતિ ને રમણિય પદાર્થો, ગુલાબ, મોગરો, ચંજાઇ, જુઇ વગેરે ઉત્પન્ન કર્યાછે. વળી જ્યારે પ્રાણી ગર્ભવાહોયછે. ત્યારે તું તારી અકળ યુક્તિથી તેનો બચાવ કરેછે. તારા અગણિત ઉપકારો કે જેનો અમે માણુસ જાત બદલો વાળી શકતા નથી અને જન્મ પામવાથી બદલો વાળવાનું ભૂલી જઇએ છીએ તોપણ હે અગણિત ગુણના કર્ત્તા તું અમારા અવગુણ સામું નહીં જોતાં અમારી ઉપર પુત્ર તુલ્ય ભાવ રાખેછે. હે જગદિશ, ઝાડ, પહાડ, વિકટ રસ્તો, ભયાનક વન, ઝેરી

તથા ઘાતકી પશુઓથી રક્ષણ કરનાર પણ તુંજ છે તારા ગુણ ચતુર્મુખી બ્રહ્મા પોતાના ચાર મુખ કમળવડે વેદરૂપી વાણીથી સ્તુતિ કરવા માંડે અને સમર્થ શેશ નાગ કે જે આ ધરાતળ પોતાના હજાર મસ્તક ઉપર તારી કૃપાથી ધારણ કરી રહ્યોછે તે પણ સહસ્ત્ર મુખે-થી તારા ગુણનું વર્ણન કરવા માંડે અને મહિમા ગાતાં ગાતાં થાકી જાય તોપણ જ્યારે તેનાથી પાર લેવાઇ શકાતો નથી તો અમો માણસ જાતથી તો લેઈ શકાયજ નહીં.

હે પ્રભૂ અમને પાપથી બચાવ અને અમારૂં ચિત્ત ધર્મ, સંપ, સદાચરણ તથા આર્ય ભાઇઓ ઉપર અરસ્પરસ પ્રીતિ થાય, એ-વી અમારા ઉપર કૃપા કર. એટલી સ્તુતિ કરી સુત્રધાર પ્રભૂની પ્રાર્થનામાં ધ્યાનસ્થ થાયછે એટલામાં નટી પ્રવેશ કરે છે.

**નટી**—અહો!!! હૃદય પીગળી જાય ત્યા પાપી માણસનું પણ હૃદય ચોખ્ખું થાય અને કર્ણને પ્રીય લાગે તેવી સ્તુતિ પ્રિય સ્થાનમાં કોણ કરે છે? (ચારે તરફ નીહાળતાં પોતા સુત્રધારને ધ્યાનસ્થ થએલો જોઇ તુરત તેની પાસે જાય છે બાગ્ય રક્ષક પ્રાણનાથ આવી મધુરી સ્તુતિ શું આપ કરતા હું તે સાંભળીને ઘણીજ મગ્ન થઈ ગઇ છું. આજ આપ રૂપી સાગરમાં ને ભક્તિમાં તલ્લિન થઇ ગયા છો તેથી હું ધારૂંછું કે આપની ઇચ્છા કાંઈ શુભ કાર્ય કરવાની હોય એવું લ છે. (આ સઘળું નટીનું બોલવું સાંભળી સુત્રધાર સંભ્રમથી બોલેછે.)

**સુત્રધાર**—પ્રીયા!! મારી પ્રાણ પ્યારી, તું મારા મનનો વિચાર સમજી જેથી મને ઘણોજ આનંદ થયોછે.

કારણ કે મારાં શુભકાર્યમાં તારાથી બનતી મેહેનત થશે. તું

મારી અર્ધાંગના છે જેથી તુને વધારે કહેવું યોગ્ય નથી.

**નટી**—પ્રાણવલ્લભ! એ આપ શું બોલો છો હું આપનીજ છું અને આપની કૃપાથીજ મેં જરા જ્ઞાન મેળવ્યું છે માટે જે કામ હોય તે ફરમાવો.

**સુત્રધાર**—હે શુભે! **द्रौपदी स्वयंवर**નું આખ્યાન કરવા મેં નિશ્ચય કર્યો છે. તેટલા માટે ત્યાં વિઘ્ન ન નડવા માટે ઈશ્વરની આરાધના કર.

**નટી**—(તે પ્રમાણે કરવાની તૈયારી કરે છે એટલામાં વિદુશક જે આટલી વખત પડદામાં છુપાતો છુપાતો સાંભળતો હતો તે બરાડા પાડતો, નાચતો, ખુંદતો, પાસે આવી પહોંચેછે. નટી ચમકીને ભયભીત થાય છે.) પ્રાણનાથ! આપણે આપણો બચાવ કરવો જોઈએ કારણ કે રાની પશુઓની બરાડો સંભળાયછે.

**સુત્રધાર**—બીશ નહીં પ્રિયા! જે બુમો પાડતો આવેછે તે તો મારો મિત્ર વિદુષક છે.

**નટી**—અહો! ઈશ્વર શું તેનું રૂપ. (તેની તરફ જોઈને) પ્રાણનાથ! ગમે તેમ હોય પણ હું તો છળી મરૂંછું.

**સુત્રધાર**—આવા આવા વિચિત્ર વેશનો તો આ આખ્યાનમાં પાર નથી. પ્રથમથીજ તું છળી મરીશ તો કેમ આરો આવશે (વિદુષક દાખલ થાય છે.)

**વિદુષક**—(સુત્રધારને.) આંહી બેઠો બેઠો શું કરે છે શું કંઈ લાડૂ ખાડૂ છે કે શું! થોડીક માયા પણ જોશે ખરી હું બાઈ છું દાળતો ઉડદની કરી હશે તો તો આપણે બહુ લહેજત પડશે અહોહો

હો !! (એમ કહી નાચવા માંડેછે.)

**સુત્રધાર**—આને તો લાડૂ ખાવાનું સૂઝે છે અરે શંખ તું વળી અહીં ક્યાંથી આવ્યો?

**વિદુષક**—શું શંખ; શંખને ક્યાંઈ હાથ પગ હોતા હશે. હાથ પગ તને છે કે મને. તારે વગર વિચાર્યું ભાષણ કરવું નહિં પણ લાડૂ કર્યાછે કે નહીં તે ઝટ બોલ.

**સુત્રધાર**—ભાઇ! તું મારા વિચારમાં સામીલ થઈ મને **द्रौपदी स्वयंवर** આખ્યાન કરવામાં મદદ આપીશ તો તારા લાડૂ ઝટ પાકશે; આ આવેલા તમાસગીરો ખુશી પામે એવું એક ગાયન કર.

**વિદુષક**—(ગાયન કરે છે અને ટીખળી ચાળો કરી સભાને હસાવે છે.)

**સુત્રધાર**—વિદુષક બસ થયું હવે આ આખ્યાન શરૂ કરવાની વેળા વહી જાયછે, તેટલા માટે ઝાઝું ટીખળ મુકી દઈ મારી વાત સં.

**વિદુષક**—પણ તે શું શું? તે મોઢામાંથી બોલ કારણ હજી મારે મેની બીઝનેસ છે. ઘરમાં જાર થઈ રહીછે તે બજારમા જઈ કોઇકને ધૂતો દઈને લઇ આવીશ પણ એ મારી રાંડ શંખણી તો નહીં આવતી હોય! અરે સુત્રધાર મને ક્યાંક સંતાડ (અપલ્યાબાઈ આવે છે અને સુત્રધાર વિસ્મીત થાયછે)

**અપલ્યા**—(મોઢા ઉપરથી માંખો ઉડાડતી ઉડાડતી) મારા પીટ્યા તું નાસી રાતે આંહીં ક્યાંથી. જાર બાર તો હજી લઇ આવ્યો નથી છોકરાંને ત્રણ ત્રણ તો અપવાસ થયા. શું ખાઇએ તારાં કાળજાં! કહેવત છે કે "ઘર મેલ્યાંને દુઃખ વિસર્યાં" મારા પીટ્યા આ સુત્રધારજ મારા ધણીને બગાડેછે.

**વિદુષક**—માડીમા, અડે શુ હું ભૂલ્યો એ તો માડા ગગાની કાકી થાય (એમ કહી સુત્રધારને તમાચો મારેછે.) અડે માડી દીકડી અડે થુ એ તો માડા ગગાની ભાભી થાય. અડે માડા ગયાની ભાભી મારે બજારમાં જાવું હતું પણ હવે કાલ જઇશ. કારણ કે આજ સુત્રધારને મદદ દેવીછે.

**સુત્રધાર**—બાઈ તમે જરાએ ચિંતા કરશો નહીં વિદુષક તો લાડૂની લાલચે અહીં આવ્યોછે જો મારૂ આખ્યાન સિદ્ધ થશે તો તમને લાડૂ ખવરાવીશ.

**અપલ્યા**—વાહ !;પુતરધાર તમે તો અમારા ઉપર ઘણી કીરપા કરી.

**વિદુષક**—હાંણે વીન વીન હિતેસેં અસાંજે ભજનમેં ભંગ પાડેતી.

**અપલ્યા**—મારો પીટયો સુખથી કયાંઇ બેસવાં દેતો નથી ઘેજઇશ. તો છોકરાં સંતાપશે. (નિશ્વાસ નાંખી ચાલી જાયછે.)

**વિદુષક**—(સુત્રધારને) આવી બાયડી તારે છે! મને તો સવારના પહોરમાં રોજ વીશ જોડા મારેછે પણ એ વાત પડતી મૂકીને બોલ શું હકમ છે. પણ લાડૂનું નકી હોય તો.

**સુત્રધાર**—તારા લાડુતો પાક્યા પણ હવે ગણપતિની સાહેતા માગવી જોશે. તેટલા માટે તું કંઈ મદદ કરીશ?

**વિદુષક**—તું સ્તુતિ કર એટલામાં હું જઈને આવુંછું (તે જાયછે)

**સુત્રધાર**—ગણપતિની સ્તુતિ કરેછે.

**સુત્રધાર** **પદ.**

જય જય દીન દયાળ કૃપાળા, ભકત વત્સલ પ્રતિપાલા;

મદનારી સુત ગજવદન વળી પ્રથમ નર છો ન્યારા. જય.
સિધિ બુદ્ધિ દાતા વિશ્વ વિખ્યાતા, કરમાં ગ્રહી જપમાલા;
ગ્રણા હસ્ત મેં ફરશિ કમંડલ, વર અભિ દેનારા. જય.
આહાર આપને પ્રિય મોદિકનો, એક દંત સુંઢવાલા;
માત આપની કહીએ ભવાની, પિતા શંકર ત્રિપુરારા. જય.

**ગણુપતિ**—(અંતરીક્ષથી આવી દેખા દેછે.) સુત્રધાર તેને વંદન કરે છે.

**સુત્રધાર**—ગજાનંદ મહારાજા ચરણુપેં શીશ રખતાહું.

**ગજાનંદ**—કલ્યાણમસ્તુ વત્સ, સુત્રધારા ! મેં સદાશીવકી પાસ કૈલાસ પર્વતમેં ઉસકે ધ્યાનમે મશગુલ થા ઈતનેમે તેરી દીન સ્તુતી સુનકે ઈદર પ્રાપ્ત ભયાહું. ઇસકે બાસતે મેરે પાસ જો ચાય સો માંગલે ઉસમે કુચ્છ અંદેશા રખના નહીં.

**સુત્રધાર**—ગજવકત્રંમ મેરી ઇતની સ્તુતિ હૈ કે **દ્રૌપદી સ્વયંવર.** આખ્યાન બનાતાહું. આપની કૃપાસેં કુચ્છ વંધ્ન હોને નહીં પાવે એસી મેહેરબાની હોનેં ચાઇએ. (ઘણી વિનયતાથી નમન કરે છે.)

**ગણુપતિ**—તથાસ્તુ. તુમારે આખ્યાનમેં સંગીત ઓર ગાયનકી ખોત જરૂરહે. ઉસકે બાસતે બ્રહ્માકી પુત્રી સરસ્વતિકી આરાધના કર ઈતની તક મેં હો આશ્રમમેં બેઠાહું.

**સુત્રધાર**—આજ્ઞા મહારાજ! (તે સરસ્વતિની સ્તુતિ કરેછે એટલે સરસ્વતિ આવી દાખલ થાયછે.) તે જોઇ વિદુષક ચમકેછે.

**વિદુષક**—ઓહોહો ! ! આ મોરનાં પીંછડાંવાળુ શું આવ્યું.

માર્યો પાછું ટનટન થાયછે તંબુરો વાગેછે. પણ જોઉંતો ખરો (નિહાળીને) આતો મોરલા ઉપર માણસ ચડી બેઠુંછે મારા બાપ રૂા મણુની કાયા આ મોરલો કેમ ઉંચકી શકતો હશે.

**સુત્રધાર**—મૂર્ખ બોલ નહીં ચુપ રહે એ તો સરસ્વતિ દેવી છે (સરસ્વતિની પ્રાસે જઇને) માતુશ્રી ચરણપેં શીશ રખતાહું.

**સરસ્વતિ**—કલ્યાણમસ્તુ. પુત્ર! મેં બ્રહ્માકી પાસ નૃત્ય સંગીત કરતીથી છતનેમેં તેરી દીન સ્તુતી સુનકે તેરી પાસ પ્રાપ્ત ભય હું તેરેકું કહા સંકષ્ટ પ્રાપ્ત ભયાહે સો મેરેકું કહદે.

**સુત્રધાર**—હાથ જોડીને. ભગવતિ! માતુશ્રી! મેં દ્રૌપદી સ્વયંવરકા આખ્યાન બનાતેહું ઉસમેં કુચ્છ વીઘ્ન હોને નહીં પાવે એસી બીનતી હે.

**સરસ્વતિ**—સુત્રધાર તથાસ્તુ. ગણપતિ કીધર હે.

**સુત્રધાર**—માતુશ્રી! ઇધર બિરાજમાન હે.

**સરસ્વતિ**—(ગણપતિની પાસ જઇને.) મહારાજ ગણપતિકી જય હો.

**ગણપતિ**—પધારીએ સરસ્વતી! આપકી ક્યા આજ્ઞા હે.

**સરસ્વતિ**—યહાં સુત્રધારજીને અપની સ્તુતી કરકે તુષ્ટમાન કીયા હે ઉસકે બાસતે ઉસકે આખ્યાનમેં ભંગ હોને નહીં પાવે એસા હોના ચઇએ.

**ગણપતિ**—અસ્તુ (તેટલામાં વિદુષકને સુત્રધાર તેડી લાવેછે,)

**સુત્રધાર**—(વિદુષકને) અકરમી, માતુશ્રી સરસ્વતિને પગે લાગ તથા ગણપતિને વંદન કર.

વિદુષક—મને ક્યાંક મોરલો કરડી ખાય તો.

સુત્રધાર—અરે મૂર્ખ મોરલો કોઈને કરડતો હશે! જલદી પગે લાગ. નહીં તો તે બન્નેને સ્વર્ગમાં ગમન કરવાનો વખત થયો છે જેથી તું રહી જઈશ.

વિદુષક—(ગણપતિને પગે લાગી સરસ્વતિની પાસે ઉન્નગુંલાંટ મારી જઇ પડેછે) માતુશ્રી વંદન કરતાહું.

સરસ્વતિ—સુત્રધાર યે કોન.

સુત્રધાર—વિદુષક.

સરસ્વતિ—તથાસ્તુ. ઓર દુસરા ચાહએ સો માંગલે. કયું કે મે અભી સ્વર્ગમેં ગમન કરતે હું.

સુત્રધાર—પધારીએ માતુશ્રી.

ગણપતિ—મેંભી ગગન કર

સુત્રધાર—પધારીએ મહારાજ (તેને નમન કરે છે)[

---

# પ્રવેશ બીજો.

સ્થળ પાંચાળ નગરીની કચેરી.

દ્રૌપદ રાજા સિંહાસન ઉપર બેઠોછે. અમીર ઉમરાવ અને પ્રધાનમંડળ બેઠુંછે.

પ્રતિહાર—મહારાજાધિરાજ પાંચાલાધિપતિકું ઘણી ખમા.

વિદુષક—લાડૂ મહારાજને ઘણી ખમા.

દ્રૌપદ—પ્રધાનજી?

**પ્રધાન**—આજ્ઞા મહારાજ.

**દ્રૌપદ**—અપના રાજયકા બંદોબસ્ત કીસ્તરેહેસે ચલતા હે?

**પ્રધાન**—મહારાજ અપના રાજયકા વહીવટ બોત સંતોષકારક હે. રૈયત આબાદાની મેં હે. ચાર વર્ગ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ઓર શુદ્ર ઉસકે ધર્મ કે માફીક ચલતાહે. ઔર પ્રજાકા રક્ષણ અચ્છી રીતે હોતા હે. અપને રાજયમેં કોઈ દુઃખી હે નહીં.

**દ્રૌપદ**—સાબાશ પ્રધાનજી સેનાધિપતિએ અપને રાજયમેં કીતના લશ્કર હે ઔર રાજયકા બંદોબસ્ત કીસતરેસે ચલતા હે સો મેહરેકું કહ દે.

**સેનાધિપતિ**—સુનીએ મહારાજ. અપના રાજય, રૈયત ઔર ખજાનેકા રક્ષણ અચ્છી રીત સેં ચલતાહે. ગાવમેં ચૌર, ચાડીએ, ...ડે, ... ઐસા કોઈ નજર આતાહે ઉસકુ સખ્ત સજા દેતાહું. ...હારાજ પરંતુ અપના રાજ્યપર દ્રોણાચાર્યએ લડાઈ કીયાથા ઉસમેં અપના ત્રીસ હજાર લશ્કર માર્યા ગયા બાકી અપના પાંચ હજાર પ્યાદલ ઔર દોઢ હજાર ઘોડેશ્વાર હે.

**દ્રૌપદ**—(શોક યુક્ત ઉંડો નિશ્વાસ મુકીને) પ્રધાનજી! અપના રાજ્યકી દુષ્ટ દ્રોણાચાર્યને ખરાબી કી ઔર અપના રાજય છીન લીયા ઉસકા બદલા લેનેકે બાસ્તે મેં તપોવનમેં જાતાહું ઔર ઇધર કોઇ માહાત્મા રૂષિકું સાથ લે આઉંગા. ઔર દેવતાઈ પુત્ર; પુત્રી ઉત્પન્ન કરનેકા ઉસકી પાસમેં યજ્ઞ કરાંઉગા. ઇતની દરમીયાન યે રાજ્યકા બંદોબસ્ત તુમેરે રખના.

**વિદુષક**—(વચમાં બોલેછે) બંદોબસ્ત શું રાખશે ધૂળ. જ્યાં

તમે જાશો ત્યાં પાંચાલદેશમાં ભીમસેન પાંડવ આવી કચરઘાણ વાળી મુકશે.

**સેનાપતિ** અરે! **વિદુશક**—ગરબડ નહીં કર.

**વિદુશક**—ત્યારે સુંઠ ખાઈને થાજો સામા. ભીમને દેખીનેજ ચથરી જશો.

**દ્રોપદ**—પ્રધાનજી ગમન કરતા હું રાજ્યકી લગામ તુમારી પાસ હે, સુરત રખનાં.

**પ્રધાનજી**—બોત અચ્છા મહારાજ કુચ્છ ફિકર નહીં રખના.

**પ્રતિહાર**—ઘણી ખમા પાંચાલાધિપતિ દ્રોપદરાજાને ઘણી ખમા.

(દ્રોપદ જાયછે એટલે કચેરી બરખાસ્ત થાયછે.)

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ, રાજમેહેલ.

**અનુસારિકા**—બાઇસાહેબ, રાજાધિરાજ મેહેલ તરફ પધારે છે. ઘણી ઝડપમાં આવેછે (કમલલોચની મળવાને તૈયાર થાયછે. રાજા દાખલ થાયછે.)

**કમળવદની**—(ઉઠીને નમન કરેછે) સ્વામીનાથ! વંદન કરતીહું

**દ્રોપદ**—કલ્યાણમસ્તુ પ્રીયા!

**કમળલોચની**—પ્રાણનાથ! આજ આપ કુચ્છ મુશીબતમેં હો એસા આપકા ચેહેરાસે માલુમ હોતાહે.

**દ્રોપદ**—પ્રિયે! તેરેસે કુછ બીન જાન બાર હે નહીં. ઈશ્વર જો મેરા ગુરૂભાઈ દ્રોણાચાર્યને મેરી સાથ ઝગડા કરકે જાચના કીયાથા

કે મેરેકુ આધા રાજ દે, એહી બાત સુનકે મેં ઉસકા અપમાન કી-યા. તો ફીર પાંડવ ઔર કૌરવકી પાસ જાકે કહના લાગા કે મેં તુમકુ અસ્ત્ર વિદ્યા શીખાઉં. ઔર તુમને મેરેકું મદદ કરના. એહી બાત પાંડવમેંસે અર્જુને કબૂલ કીયા. તો ઉસકે લીયે ઉંને અસ્ત્ર વિદ્યા શીખાઈ. ફિર અરજુનકું સાથ લેકર મેરેપર હુમલા કીયા ઔર મેરી બોત ખરાબી કરકે મેરા આધા રાજ્ય છીનવાકર દ્રો-ણુને રખાહે.

**કમળલોચની**—જબી આપકું કયા અંદેશા હોતાહે?

**દ્રૌપદ**—અંદેશા ઈતના હે કે જીને મેરા પરાજય કીયા ઉસકા બદલા લેનેકા મેરેકું બોત વિચાર આતા હે. ઉસકે બાસતે જંગલમેં કોઈ મહર્શીકી , મદદ મેલવનેકું જાતાહું ઉસકે બાસતે તેરી રજા લેનેકું આયાહું.

**કમળલોચની**—(હસ્ત જોડીને.) જેસી કૃપાનાથકી મરજી. (બંને હાવભાવમાં તલ્લીન થાયછે ત્યાર પછી રાજા થોડી વારે વિદા-ય થાય છે.)

**પ્રથમ અંક સમાપ્ત.**

——:o:——

# अंक बीजो.

## પાત્ર.

દ્રૌપદ........................પાંચાળ દેશનો રાજા.

રાણી........................ને કમળ લોચની.

પ્રતિહાર........................ ચોપદાર.

વિદુશક ........................ મશ્કરો.

યાજ ........................ઋષી.

ઉપયાજ........................ઋષી.

સોમદત્ત........................તેનો શિષ્ય.

ત્યારબાદ પ્રજા વીગેરે આ અંકમાં પ્રવેશ કરેછે.

# પ્રવેશ પહેલો.

## સ્થળ વન.

(દ્રૌપદ ગામ બહાર નિકળે છે ત્યારે વિદુશક તેને સામો મળેછે.)

**વિદુશક**—રાજાજી તમે ક્યાં પધારોછો. રસ્તામાં બીકવાળું બહુ છે સુરત રાખજો.

**દ્રૌપદ**—મુંગો મુંગો ચાલ્યો જા તારે રસ્તે.

**વિદુશક**—પણ મારૂં લાડૂનું શું કર્યું.

**રાજા**—તારા લાડૂ હું આવ્યા પછી થશે હગણું જા. (વિદુશક જાયછે.)

(તેને રસ્તામાં શુભ શુકનો થવાથી બોલેછે.)

**અદલ** ન્યાય આપણો છે, બુંદી કોટા ભૂપ. એ રાગ.

આ થયાં શુભ શુકનો સો, પ્રભૂ ઓ અવિનાશી ઇશ;
મેહેર કરી આ અનાથ પર સનાથ કર દિન નિશ. આ૦
વાંઝીયા ભવ ટાળી વિભૂ, દુઃખ કાપો જગદિશ;
ટાળશો સાલ શત્રુનું હું ચરણે નામું શિશ. આ૦

આ શુકનોથી મને એમ જણાય છે કે મારૂં કાર્ય સીદ્ધ થશે હે વિભૂ! દિનદયાળ મને સાનુંકુળ થજો. (એમ કહીચાલવા માંડેછે.)

**સોમદત**—(રાજાને જોઇને.) ઓ અરે મહર્ષી આપણા આશ્રમ બણી કોઈ શિકારી આવેછે. જેથી એમ લાગે છે કે આપણો આશ્રમ પાયમાલ થઇ જશે.

**યાજ**—વત્સ. ગભરા નહીં તે ગમે તેવો હશે તોપણ તેને હું

ઠંડા પાડીશ. (એમ કહી તે મઢીમાંથી બહાર આવેછે તેવોજ તે દ્રૌપદની નજરે આવેછે.)

**દ્રૌપદ**—મહારાજા! દંડવત કરૂંછું. હું આપનાં દરશનથી કૃતાર્થ થયોછું. (એમ કહી પગમાં પડેછે. યાજ તેને સ્નેહ પૂર્વક મળેછે.)

**યાજ**—અહો પાંચાલાધિપતિ આજ તો તમે અમને તથા અમારા આશ્રમને પાવન કર્યાં. શું આજ્ઞા છે તે ફરમાવો.

**દ્રૌપદ**—મહારાજ! એટલાં બધાં માનને હું લાયક નથી કારણકે અમે ક્ષત્રી લોકો તમને નમવા યોગ્ય છીએ. (તે નમેછે.) મહારાજ એક અરજ છે.

**યાજ**—બોલોજી તે શું છે ઈશ્વર કૃપાથી તે સફળ થશે.

**દ્રૌપદ**—(સઘળી હકીકત કહી બતાવેછે.) મહારાજ! કોઈ-નાથી જીતાય નહીં એવાં પુત્ર તથા પુત્રીની મારે ઈચ્છા છે.

**યાજ**—આ કામતો કંઇ વિશાતમાં નથી. પણ હાલમાં હું ઘ-ણાં કામમાં છઉં જેથી થોડે દૂર ઉપીયાજ રૂષિને આશ્રમે જશો તો તમારૂં કામ ખચિત થશે. દ્રૌપદ ઉપીયાજ પાસે જાયછે તે તેને માન આપે છે. ત્યારપછી રાજાનું આવવાનું કારણ જાણવાની ઇચ્છાથી રૂ-ષિએ સમાધી ચડાવી જ્ઞાન દ્રષ્ટીમાં જોયું.)

**ઉપીયાજ**—દ્રૌપદ રાજા કાંઈ ફિકર રાખો નહીં કારણકે દ્રો-ણરૂષિ મારી વિશાતમાં છેજ નહીં. તમને એવો યજ્ઞ કરાવીશ કે તે-માંથી દ્રોણને જીતશે એવા પુત્રની પ્રાપ્તી થશે.

દ્રૌપદ—બહુ સારૂં આપે મને ધીરજ આપી તેથી હું કૃતાર્થ થયોછું અને એમ સમજું છું કે મારૂં કાર્ય સિદ્ધ થઇ ચૂક્યું

(તે ઉપીયાજને તેડી નગરીમાં જાયછે.)

# પ્રવેશ બીજો.

## યજ્ઞનો દેખાવ.

(ઉપયાજ આહુતી આપે છે તે આપ્યાબાદ એક ચરૂમાં પાણી નાંખી તે મંતરે છે.)

**ઉપીયાજ**—દ્રૌપદ રાજા! તારી સ્ત્રીને બોલાવ, કારણકે આ મંત્રેલો ચરૂ પાવોછે

**દ્રૌપદ**—અરે કોઇ અહીં હાજર છે કે?

**પ્રતિહાર**—આજ્ઞા મહારાજ.

**દ્રૌપદ**—પ્રતિહાર દોડતો જઇને રાજ્ય મંદીરમાંથી દેવીને બોલાવી લાવ (રાણી પ્રવેશ કરેછે.)

**રાણી**—માહારાજ શું આજ્ઞા છે.

**ઉપીયાજ**—પુત્રી? તમને સંતાનની પ્રાપ્તી થવા વાસ્તે યજ્ઞ નારાયણની સમક્ષ તમારે વાસ્તે આ ચરૂ મંત્રેલ છે તેનું જો તમે પ્રાશન કરશો તો તમને પુત્ર તથા પુત્રીની પ્રાપ્તી થશે. (એટલામાં રાણીને અટકાવ આવેછે જેથી શરમાઇ જાયછે.

**વીદુશક**—જ્યાં ચરૂ પીવાનો વખત આવ્યો ત્યાં બાપનો કરીયાવર કહાડી બેઠી. કાંઇક શરમા, શરમા.

**ઉપીયાજ**—(ગુસ્સે થઇને.) શું? ત્યારે મારી મેહેનત અફળ થશે શું? દ્રૌપદ રાજાનું સંકટ ભાગી નહીં શકું. રાણીએ ચરૂનું પ્રાશન ન કર્યું તો કાંઇ હરકત નથી તેને અગ્નીમાં હોમી હમણાંજ પુત્ર પુત્રી ઉત્પન્ન કરૂંછું. (એમ કહી હોમેછે.) અંદરથી જય જયકારનો શબ્દ થતાં સુંદર દેખાવનો શુરવીર કુંવર રથ તથા ધ્વજપતાકા સહિત ઉત્પન્ન થાયછે. અને ઋષિને તથા રાજાને નમન કરેછે.)

**ઉપીયાજ**—પુત્ર. ચિરંજીવી થા. અને શત્રુઓનો નાશ કરી તારા પિતા દ્રૌપદને દુઃખમાંથી મુક્ત કર.

**દ્રૌપદ**—મારો પણ એજ આશિર્વાદ છે. (ઉપીયાજ તરફ જોઈને) મહારાજ! આ પુત્રનું નામ શું પાડશું?

**ઉપીયાજ**—(થોડો વખત વિચાર કરીને તે દ્રોણાચાર્યને ખચિત જીતશે. માટે તેનું નામ **દુષ્ટદ્યુમ્ન** પાડજો.

(થોડા વખત પછી કૃષ્ણવર્ણવાળી વાસુકી નાગ જેવા ચોટલાવાળી એક સુંદર અંગવાળી એક પુત્રી યજ્ઞમાંથી ઉત્પન્ન થાયછે.) દ્રૌપદ રાજા! આ બાળાને પગે લાગ અને આશિર્વાદ માગ કારણ કે અધમ થઈ ગયેલા ક્ષત્રીઓ તથા અસૂરોનો નાશ કરવા, સત્ય, ધર્મ, દયાભક્તિ, તથા સદાચાર ફેલાવવા માટે સાક્ષાત્ પાર્વતી દેવીએ તારે ત્યાં અવતાર લીધોછે. કૃષ્ણવર્ણવાળી છે. જેથી તેનું નામ કૃષ્ણા કહેવાશે. તથા તે તારી પુત્રી રૂપે અને દૃષ્ટદ્યુમ્નની પછી પ્રગટ થઇ જેથી તેનું નામ દ્રૌપદી કહેવાશે. (એટલામાં પાંચાલ નગરીના લોકો ખુશાલીનો પોકાર કરતા રાજા પાસે આવીને હર્ષ બતાવેછે; રાજા તેનું સન્માન કરેછે.

**દ્રૌપદ**—મારી પુત્ર સમાન રૈયત આજ ખુશાલીનો દિવસ છે માટે સૌને ત્યાં દીવાળીના જેવો ઉત્સવ કરો અને લીલા લહેર કરો.

**સઘળી પ્રજા**—બહુ સારૂં રાજાધિરાજ આપની સદાય જય થાઓ અને અમારૂં સર્વદા રક્ષણ કરો. (એમ કહી સર્વ વિસર્જન થાયછે.)

**અંક બીજો સમાપ્ત.**

—o—

## અંક ત્રીજો.

### પાત્ર.

| | |
|---|---|
| દ્રૌપદ | પાંચાળ દેશનો રાજા. |
| કમળલોચની | તેની રાણી. |
| ધૃષ્ટદ્યુમ્ન | યજ્ઞમાંથી ઉત્પન્ન થએલાં બાળક. |
| દ્રૌપદી | |
| અનુસારિકા | દાસી. |
| પત્રલેખા | સખી. (દ્રૌપદીની.) |
| ચિત્રાંગદા | સખી. |
| કુસુમમાલતી | સખી. |
| પદ્મનયની | સખી. |

# પ્રવેશ પેહેલો.

## સ્થળ મેહેલ.

**કમળલોચની**—મહારાજ! આપણા દુષ્ટદ્યુમ્નનો શું અભ્યાસ હાલમાં છે?

**દ્રોપદ**—પ્રીયા! દુષ્ટદ્યુમ્ન તેના ગુરૂની આજ્ઞામાં રહીને સઘળી જાતની વિદ્યા સંપાદન કરે છે અને તે ધનુષ્ય વિદ્યામાં પોતાનું એટલું તો કૌશલ્ય દરશાવે છે કે ઈંદ્ર જેવો મોટો શત્રુ હોય તોપણ તેને સંહુલાઈથી હઠાવી શકે (એટલામાં દુષ્ટદ્યુમ્ન બહારથી આવેછે ને માત પિતાને વંદન કરેછે.)

**બંને માતપિતા**—અમારા જીવનરૂપી પ્રિય પુત્ર ક્યાં હતો. હમણાંજ તુંને યાદ કરતાં હતાં તેટલામાં તું આવ્યો ભલે આવ્યો અમારે તું આંધળાંની આંખ જેવો છે.

**દુષ્ટદ્યુમ્ન**—માતપિતા! એટલાં બધાં ઘટિત માનને હું લાયક નથી. કારણકે હુંતો તમારા પ્રસાદ થકી ઉત્પન્ન થએલો છું. અને તમોએ મને પાળી પોષી ઉચ્છેરવાની ઘણી મેહેનત લીધીછે તથા આટલું બધું મારા ઉપર હેત રાખોછો તેનો બદલો વાળી શકવાને હું અશક્ત છું તોપણ હું વિનંતી કરીને કહું છું કે આ શરીરથી જે કાંઇ તમે માગશો તે ફરજો બજાવ્યા વગર રેહેનાર નથી માટે જે દુઃખ આપને પડયું હોય તે કહાદો. મેં તમારાં દુઃખો કાપના માટે અવતાર લીધોછે.

**દ્રોપદ**—સાબાશ મારા પ્રતાપી પુત્ર! તને આવું કહેવું લાયક છે. અમને સર્વવાનાં તુંજ છે. હે તાત, હે પુત્ર, અમને કોઈ પણ જા-

તનું સંકષ્ટ નથી બાપુ, તું હજુ બાળક છે. હજી તારા દૂધીઆ દાંત પડ્યા નથી, કિશોર અવસ્થા પણ થઈ નથી. તેથી તારાથી હાલમાં દુઃખ સુખમાં ભાગ લેવાઈ શકાશે નહીં. તોપણ તારાં દુઃખ વિસરાવનાર ભાષણથી અમે ઘણાજ ખુશી થયાં છીએ.

**રાણી**—પુત્ર હમણાં તું બાળક છે. તેથી ખા, પી, ને મોજ કર અને વિદ્યાભ્યાસ ઉપર પ્રીતિ રાખ. એટલે તારૂં કલ્યાણ થશે. અને ખચિત ફળ પામીશ.

**દુષ્ટદ્યુમ્ન**—માતપિતા! તમારા આશિર્વાદને હું માથે ચડાવુંછું (એમ કહી જવા માંડેછે.)

**રાણી**—પુત્ર ક્યાં જાયછે ઉભો રહે ભાઇ! હું તારે માટે નાસ્તો લઇ આવુંછું તે તું ખાતો જા.

**દુષ્ટદ્યુમ્ન**—બહુ સારૂં માતાજી (તે નાસ્તો કરીને જાયછે એટલામાં દ્રૌપદી પાંચ છ સખીઓ સહવર્તમાન પોતાની મા પાસે આવી પહોંચે છે.)

**દ્રૌપદી**—માજી! મેં સ્વયંવર બાબત કહ્યું હતું તેનું આપને ધ્યાન હશે. (એમ કહી હાથ જોડીને વિનતી કરેછે.

છાંડોરે લંગરવા મૂરખ મોરી બાઈરે, એ રાગ.

સુણો સોહાગી માત માહેરી વિનંતી લેજો શ્રવણે રે,
પતિ જેવડી નારી થઇ હું કહેતાં લાજું તમને રે;
કરો માજી હવે મેહેર ઉર હામ ધરી શુભ પેર,
તુજ વિનતી કરી હું થાકી રે. સુણો૦
(આટલું બોલી તે શરમાઈ જઇ નીચું જોઇ જાયછે.)

રાણી—હાહા હું જાણુંછું કે તારી હવે યોગ્ય ઉંમર થઇછે માત્ર તારા પિતાને કહેવું બાકી છે. પ્રિય પુત્રી! મારે તે વાત ગળે છે. ઇશ્વર કરશે તો થોડા દિવસમાં તારાં મનોરથ પૂરાં થશે.

દ્રોપદી—ત્યારે તો માજી મોટો ઉપકાર પણ જો જો ભૂલતાં નહીં હવે આપણા બગીચાની અંદર જઇશ. કારણકે ઘણા દિવસ થયા આપણા બગીચાની શોભા જોઇ નથી. (એમ કહી જાયછે.)

રાણી—પ્રાણનાથ! કુંવરીનું બોલવું તમે સાંભળ્યું કે?

રાજા—હા પ્રિયા! બરાબર સાંભળ્યું. હવે આપણે તેનું જલદી વેવિશાળ કરવું જોઇએ. કારણ કે કુંવરી દિવસે દિવસે મોટી થતી જાયછે.

વળિ નીતિ શાસ્ત્રમાં કહ્યુંછે કે—

## श्लोक.

"अष्टवरषेषुभवेतगौरी"
नववर्षेषुरोहणी,
दसवर्षेषुभवेतकन्या,
तत्उर्धस्वरजस्वला.

માટે આપણે સ્વયંવરની તથા લગ્નની જલદીથી તૈયારી કરવી જોઇએ. હું સર્વ દેશના ભૂપતિઓ તરફ આમંત્રણ પત્રિકા મોકલવા તૈયારી કરૂંછું અને સ્વયંવરની જગ્યા પૂરતી જોશે માટે તે તપાસવા ચાલ્યો. (એમ કહી જાયછે)

રાણી—અનુસારિકા!—એક પ્યાલામાં ઠંડું પાણી લાવને? (તે

પાણી આપેછે) મારી આંખો નીદ્રા દેવીથી ઘેરાયછે તેથી હું સુઇ જાઉંછું તું સ્વસ્થ થઇ રહેજે.

**અનુસારિકા**—બહુ સારૂં બાઇસાહેબ. (તે સૂઇ જાયછે. એટલામાં પડદો પડેછે.)

---

## પ્રવેશ બીજો.

### સ્થળ—બાગ.

**દ્રૌપદી**—(થોડીવાર વિશ્રામ કરીને) આહા! શું મંદમંદ વાયુ વાયા કરેછે. ઝાડોની ઘટા તથા લતાઓના ઝપાટા, તરેહ તરેહનાં ફૂલની સુગંધી મગજને કેવી ઠંડક આપેછે! આ નાગરવેલી પેલા અગથીઆ સાથે કેવી વીંટાઇ રહીછે! તથા તેઓએ અરસ્પરસ ખુબ ચુંબન અને કેવું ગોઢાલીંગન દીધુંછે! ઓહો સખી નાગરવેલ તારો સ્નેહ જોઇને કામ ઉત્પન્ન થાયછે.

**પત્રલેખા**—સખી! ખરેખર એમજ છે કંઇ પણ ચિંતા રાખ નહીં થોડા દિવસમાંજ રાજાજી તારે માટે યોગ્ય વરની તપાસ કરશે.

**દ્રૌપદી**—સખી! હવે તો મારા દિવસ દોહેલા જાયછે એક દિવસ મને જુગ જુગ જેવડો થઇ પડયોછે. પણ પેલી તરફ નજર તો કર. નારંગીના ઝાડ ઉપર બેઠેલાં ચકલા ચકલી કેવી હાસ્ય વિનોદની રમત કરેછે. અને તેની પાસે પેલો ઉડી રહેલો ભ્રમર કેવી રીતે ગુંજાર કરી રહ્યોછે! સખી! મને તેના પર ક્રોધ ચડેછે કારણ કે તે પેહેલાં પતી પત્નીની અદેખાઇ કરતો હોય એમ જણાયછે.

સખી દોડો દોડો એને જલદી મારી કાઢો. (ત્યાર બાદ દ્રૌપદી બાગ-નું વર્ણન કરેછે)

એ તું કાંહે મેરી જાન દીલદાર હું તેરા. એ રાગ.

સખી જો સુંદર ચંમેલી આ ખીલેલી છે કળી;
મોગરો ગુલદાવદી, ગુલઆસની છડી. સખી૦ ૧
જાઇ ને અનાર વૃક્ષ માલતી વળી;
વીંટાઇ રહ્યાં છે કઇ પેરે નિહાળ તું નકી. સખી૦ ૨
નાગરવેલી આંબાની જોડ જો ફરી ફરી;
ચક્ષુ ઠરી હૈડું ઠરે નિહાળીને અલી. સખી૦ ૩

ત્યાર પછી વિરહાગ્નીથી પીડીત થઈને ઈશ્વર સ્તુતિ કરેછે.

પદ.

વિનવું હું તુજને નમ્ર થઇ, પ્રભૂ માગું હું વારંવાર;
લાયક થઇ હું સૃષ્ટિ વિશે, ઈશ દે મુજને ભરથાર. ટેક
માત પિતાને વિનવી હું થાકી, છે તુજ પર આધાર;
સૃષ્ટિ વિશે રમ્ય વસ્તુ નિહાળી પતિથી રમણ મન થાય. વિ૦
તું જગપાલા દીનદયાળા, તુ છો માત પિતાય;
વિનંતી સર્વ તું ઉરમાં લેજે, ભક્ત વત્સલ પ્રતિપાલ. વિ૦

**ચિત્રાંગદા**—પ્રિય સખી! આમ શું દોહેલાં કાઢેછે. આમ તારૂં ચિત વીહ્વળ કેમ થઈ ગયુંછે.

**દ્રૌપદી**—(ડુસકાં ભરતી ભરતી.) સખી! ઓ મારી સખી! મારી ઉમર કેવડી થઇછે ને તમે જોણોછો તમને સઘળીને તો પતી છે પણ મારો પતિ વગર જીવ જાયછે. મારાં સઘળાં અંગો-માં વિશય રંગની જ્વાળાઓ લાગી રહીછે.

**કુસુમમાલતી**—સખી! એક વધામણી વાત કહુંછું, તું ધી-રજ રાખ. મારા પિતાને મોઢેથી મેં આજ એમ સાંભળ્યુંછેકે દ્રૌપદીને માટે સ્વયંવર કરવો અને રાજાઓને કંકોતરીઓ મોકલવી એ કામ મારા બાપના ગળામાં આવ્યુંછે.

**દ્રૌપદી**—(ખુશી થઈને) મારી પ્યારી સખી! હું તારી આ-બારી થઈછું. અને આ વખતે મારો હર્ષ કોટી બ્રહ્માંડમાં પણ માતો નથી સખી! સખી! હું આ વખતે તને વધામણીમાં શું આપું.? તું જે કહે તે હું આપું.

**કુસુમમાલતી**—બેહેન તારી કૃપા હોય તો બસ છે તેથી વધારે મારે જોઈતું નથી. અને મારો તથા તારો જીવ ક્યાં જુદો છે તે તું જાણે છે.

**દ્રૌપદી**—સખી! તારે આવાં સંતોષકારક વાક્યો કહેવાં ઘટે છે. (એમ કહીને પોતાનો અમુલ્ય હાર તેની ડોકમાં પહેરાવેછે.)

**પદ્મનયની**—સખી દ્રૌપદી! આપણે ઘણા દિવસ થયા હો-જમાં નાહ્યાં નથી માટે ચાલો નાહીએ. (તેઓ જાયછે અને હોજમાં નાહ્ય છે, નાહતાં નાહતાં નાહ્વાના પ્રકારની ક્રીડા કરેછે.) સખી ચિ-ત્રાંગદા હવે અડવાનો તારો દાવ આવ્યોછે. અમે ડુબકીઓ મારીશું તેમાંથી તું અમને શોધી લેજે. (એમ કહી ડુબકી મારેછે.)

(**ચિત્રાંગદા**—( આમ તેમ ફાંફાં મારેછે. પણ કોઇ સખી હા-થમાં આવતી નથી. એટલામાં દ્રૌપદી પાણીમાંથી બહાર નીકળી શ-રીર ચોળેછે. એવામાં પાસેના કમળના ઝાડમાંથી એક ભમરો ની-કળીને દ્રૌપદીના નીચલા હોઠપર બેસેછે. એટલે તે બૂમો પાડેછે.)

**દ્રૌપદી**—અરે સખીઓ મને આ પ્રેમ બંધનમાંથી મુક્ત કરો આ ભ્રમર રૂપી તો મારો ભરથાર નહીં હોય! (સખીઓ દોડી આવેછે.)

**સખીઓ કહે**—દ્રૌપદી! ખરેખરૂં પ્રેમ બંધન છે પતિસાથે એકલી ચુંબન કરેછે તે યોગ્ય નથી.

**દ્રૌપદી**-તમને હસવું થાયછે અને મારો જીવ જાયછે. કારણકે આ ભ્રમરે તો મને એવો ડંસ દીધોછે કે મારા હોઠમાંથી હમણાંજ લોહી નીકળશે. (સખીઓ પાસે જઇને પેલા ભ્રમરને મહા મેહનતે જુદો કરેછે.

**ચિત્રાંગદા**—પીટયો ભમરો મારી સખીનો કાંઇ ભોગી અમૃત રસ ઢોળીને ચાલ્યો ગયો.

**દ્રૌપદી**—બેહેનો હવે ચાલો. આપણે શેહેરમાં જઇએ. કારણ કે માતુશ્રી આપણી રાહ જોતાં હશે અને આપણે રમવાની વેળા વહી જાયછે માટે જલદી ચાલો.

**બધી સખીઓ**—હા ચાલો ત્યારે એમ કહી સર્વ જાયછે.

**ત્રીજો અંક સમાપ્ત.**

—:૦:—

## પ્રવેશ પેહેલો.

### સ્થળ—સ્વયંવરની બેઠક.

રાજાઓ પોતાનાં લશ્કરો સહિત આવતા જાયછે અને દ્રુપદ રાજા આદર સત્કાર સહિત તેઓને યોગ્ય આસન આપતા જાયછે. (પ્રથમ દેવતાઓ પ્રવેશ કરેછે.) તેનો અધિપતિ ઇંદ્ર રાજા અંતરીક્ષથી દેવતાઓ સહિત ઉતરીને દ્રૈપદ પાસે આવીને ઉભો રહેછે.

**ઇંદ્ર**— દ્રુપદ રાજા! અમારે માટે કયું સ્થળ છે.

**દ્રૈપદ**—માહારાજ! પશ્ચિમ દીશા આપની છે. પેહેલું હીરાજડીત્ર સિંહાસન છે તેના ઉપર બીરાજમાન થાઓ.

(ઇંદ્ર પોતાના આસન ઉપર બેસે છે ત્યાર બાદ દૈત્યો તેના અધિપતિ વૃશપરવા સહિત આવેછે.)

**વૃશાપરવા**—અરે દ્રૈપદ અમારી કઇ જગ્યા છે.

**દ્રૈપદ**—દૈત્યાધિપતિ! દક્ષિણ દિશા આપણી છે. પેલું સામું સિંહાસન નજરે દેખાય છે તે ઉપર બિરાજો. (ત્યાર બાદ રાજાઓ આવેછે જેમાં શિશુપાલ તથા દુર્યોધન મુખ્ય છે.)

**રાજાઓના મુખી**—દ્રૈપદ રાજા! અમારાં આસન ક્યાં છે.

**દ્રૈપદ**—પૂર્વ દિશા તરફ બે ખુરશી પડેલીછે તે ઉપર તમારે બિરાજવાનું છે. (ત્યારે પછી નાગનું દળ આવેછે.)

**વાસુકી**—પાંચાલાધિપતિ! અમે તમારી હજુરમાં આવ્યા છીએ અમને કઈ જગ્યા બતાવોછો.

**દ્રૈપદ**—તમે ઉતર દિશા તરફ બિરાજમાન થાઓ.

**વાસુકી**—બહુ સારૂં (એમ કહી જાયછે.)

# અંક ચોથો.

## પાત્ર.

ઈંદ્ર........................................દેવતાઓનો અધિપતિ.

દ્રૌપદ........................................પાંચાળ નગરીનો રાજા.

વૃશપરવા........................................દૈત્યનો અધિપતિ

વાસુકી........................................નાગનો રાજા.

વિદુષક........................................મશ્કરો.

કૃષ્ણ........................................ભગવાન.

દુર્યોધન........................................દુશાશનનો ભાઈ.

અરજુન.................................
યુધિષ્ટર................................. } પાંડવો.
ભીમ.................................

કરણ........................................દુર્યોધનનો ભાઈ.

શિશુપાળ........................................એક રાજા.

શૈલ્ય........................................મદ્ર દેશનો અધિપતિ.

દુશાશન........................................દુર્યોધનનો ભાઈ.

કુંતાજી........................................પાંડવોની માતા.

દુષ્ટદ્યુમ્ન........................................દ્રૌપદનો દીકરો.

વ્યાસ........................................એક રૂષિ.

ત્યારબાદ બ્રાહ્મણો, દેવતાઓ, યાદવો, મહાદેવ, પાર્વતી [1]કામદુર્ગા, નંદકેશ્વર, વીગેરે આ અંકમાં પ્રવેશ કરેછે.

---

૧ ગાય.

સ્વયંવર મંડપની વચમાં ઉંચી સુવર્ણનું ગચ્છ ટાંકેલું દેખાય છે. તેની પાસે એક મોટો સ્થંભ છે તેની પાસે વિદ્વાન રૂષિઓ વેદની ધૂની મચાવી રહ્યા છે તથા શૂરવીર રાજકુંવરો પોતાના રૂપ-અને પોતાના બળની માંહોમાંહે બડાઇ કરેછે. કોઇ બુઢા રાજાઓ. તો એમ ધારેછે કે આપણે ઘરડા જાણીને દ્રૌપદી મોહ પામશે નહીં તેથી આપણા મળી ગએલા મુખારવીંદમાં બએ સોપારી રાખીને ખડાંગ થઇને બેસીશું તથા હાથમાં તરવાર રાખીને મોટા શૂરવીરની માફક ડોળ બતાવશું.

**વિદુશક**—એમ તે ક્યાં પરણવું સહેલું પડ્યું છે. મચ્છવેદન કરવાની વાત નીકળશે ત્યાંજ તમારા અમુલ્ય નવા ચોરણામાં મુતરી રહેશો. એને પરણવાવાળો તો ચાર હાથને પાંચ માથાંવાળો છે.

—આ રસ્તાવાત ચાલીછે તેની દરમીયાન દ્રૌપદી કે જેનું સ્વરૂપ એવું હતું કે તેના પગની કોમળાઇ અને લાલાશ જોઇ કમળે લજ્જીત થઇ જળમાં નીવાસ કર્યો. તેના પગના નખમાંથી પ્રકાશતાં કીરણો જોઈ સ્ફટિક મણીનાં કિરણો નિસ્તેજ થઈ ગયાં, તેના પગની પીંડી જોઇ માખણના ગોળાઓ કાળાશ પકડી. તેની જાંગનું સુકુમારપણું જોઇ કદળીએ સૂર્યના સખત તાપમાં તપસ્યા આદરી. તેની કેડનો પાછલો ભાગ જોઈ સૂવર્ણનાં ઈંડાઓ ઝંખવાણાં પડી ગયાં, તેના પેટની લીસપ જોઈ પોયણી શરમીંદગી પડી ગઇ. તેની કેડનો લંક જોઇ કેશરી સિંહે વનવાસ લીધો. તેના પેટના ત્રણ વળેલા વાટા જોઈ ગંગા, યુમના, અને સરસ્વતિ આદિ મોટી નદીઓ ખેદયુક્ત થઈ, સમુદ્રતા ખારા જળમાં સેળભેળ થઈ. તેની છાતી જોઇ નારંગી

અને લીંબુ નીચે તુટી પડવા લાગ્યાં. તેનો શોભીત કંઠ જોઈ રાજહંસોએ માનસરોવરને કાંઠે નિવાસ કર્યો. તેના મુખની કાંન્તિ જોઇ ચંદ્રમા પોતે કળાહીણ થયો, તેના દાંતની સુશોભિત પંક્તિ જોઈ દાડમની કુણી છાલમાં ભરાઇ બેઠી, તેના નાકનો ઘાટ જોઇ પોપટ આંબાના વનમાં સંતાઇ ગયા. તેની આંખના આકાર જોઇ મૃગલાંઓ વનવાસ ભોગવવા લાગ્યાં. તેના માથાનો અંબોડો જોઇ વાસુકી નાગે પાતાળમાં નિવાસ કર્યો. એવી મહા સ્વરૂપવાન દ્રૌપદી પોતાના હાથમાં વરમાળા લઈને હર્ષથી પ્રફુલ્લિત થતી પ્રવેશ કરેછે. ચારે બાજુ માણસ ભરપૂર જોઇ દ્રૌપદી ગભરાટમાં પડીછે, અને વિચાર કરેછે કે મારે કઇ બાજુએ થઇને જવું એટલામાં બ્રાહ્મણો તેને હાંક મારેછે.

**બ્રાહ્મણો**—કુંવરી અમારી તરફ પધારો (એટલે એકદમ માણસો માર્ગ કરેછે. ને દ્રૌપદી સડેડાટ ચાલ્યાં આવેછે, અને બ્રાહ્મણો પાસે જઇને ઉભાં રહેછે.)

એવામાં દ્વારામતિથી પરમાત્મા શ્રીકૃષ્ણભગવાન પોતાના યાદવ સૈન્યયુક્ત ગરૂડપર બેસી પ્રવેશ કરેછે. દ્રૌપદરાજા તેને સાષ્ટાંગ દંડવત કરેછે. આપણે ત્રૈલોક્યાધિપતિ શ્રીકૃષ્ણનો દેખાવ જોઇને એક રાજા શિશુપાળ સિવાય દૈત્ય, દેવતા, ગંધર્વ, કિન્નર, ચારણ વિગેરે રાજાઓ ઉભા થાયછે. માત્ર એક દ્રવડપતિ શિશુપાળ ઉભો થયો નહીં કારણ કે શિશુપાળ તથા કૃષ્ણને વેર હતું.

**દ્રૌપદ**—મહારાજા! આપને કઇ જગ્યા પસંદ પડશે.

**કૃષ્ણ**—તારી મરજી પડે તે જગ્યાપર અમને બેસાડ. કારણ કે અમે તો વચનના બાંધેલા આવ્યા છીએ.

દ્રૌપદ—મહારાજ ! આપનાથી એકે અજાણ્યું નથી. એટલે આપ અંતર્યામી છો. દેવતા, દૈત્ય, રાક્ષસ, પનગ વીગેરેથી ચારે દીશાઓ છવાઇ ગઇછે માત્ર એક મચ્છ સ્થંભ પાસે એક રાજા તેના લશ્કર સહિત સમાય તેટલી જગ્યા છે અને તે જગ્યા ઉંચી છે જે આપને યોગ્યજ છે. કારણકે જગતનું ભરણ પોષણ કરનાર, સર્વના સાક્ષીભૂત અને કોઈનાથી કળી શકાય નહીં તેવા તમે છો, સર્વ જગતનું કારણ પણ તમેજ છો, સ્થાવર તથા જંગમ મિલ્કત અને સર્વ ઠેકાણે તમારો વાસ છે. હાલમાં આપે ભૂ ભાર ઉતારવાને શ્રી કૃષ્ણનો અવતાર લીધોછે. હે પ્રભૂ ! આ દાસની નમ્રતાપૂર્વક વિનંતી માન્ય કરીને આ ઉંચા સિંહાસન ઉપર બિરાજમાન થશો, અને હું આપની પાસેથી એટલું માગી લઉંછું કે આ દ્રૌપદી સ્વયંવરનું કામ આપની કૃપાથી નિર્વીઘ્ન બહાર પડે.

કૃષ્ણ—દ્રૌપદ રાજા ! તું કંઇ ચિંતા રાખીશ નહીં અમે અમારાથી બનતી મદદ તને કરીશું. હવે રાજાઓને પરાક્રમ કરવાની તાકીદ કર. કારણ કે "ઘડીએ ઘુંટ ભરાય" એમ કહી સિંહાસન ઉપર બેસેછે.

સિંહાસન એવું ઉંચુ તથા મોટું હતું કે યાદવ સન્યા એક હાર પછી બીજી એમ અનુક્રમે બેસી ગઇ. સિંહાસનની ટોચ ઝીણી હતી તથા છેક્ષે જાડાઇમાં હતું તેથી કરીને યાદવ સેના એક દેરીની આકૃતી પ્રમાણે શોભવા લાગી (આ પ્રમાણે બેસી ગયા એટલામાં સ્વયવરનો ઠરાવ સંભળાવવાને માટે દ્રૌપદ રાજાનો પ્રધાન વિનતી પત્ર લઇને ઉભો થયો અને બોલ્યો.)

**પ્રધાન**—"આ સ્વયંવર મંડપની અંદર પધારેલા મહાત્માઓ આ સ્વયંવર શા સબબે કરેલોછે તે સૌએ જાણવુ જોઇએ કે પાંચાળાધિપતિ દ્રૌપદની કુંવરી દ્રૌપદી જે હાલ પેલા રૂષિઓની પાસે હસ્તમાં વરમાળા ગ્રહણ કરીને ઉભાં છે તેને વરવાની કોઈને ઈચ્છા હોય તેણે આ ઊંચે ટાંગેલા સૂવર્ણના મચ્છને બાણથી વીંધીને હેઠે પાડવું તેમાં પણ એટલું છે કે મચ્છ સામુ બીલકુલ નહીં જોતાં નીચે જળ ભરેલી સુવર્ણની થાળી મુકવામાં આવીછે તેમાં નજર કરીને મચ્છના પડેલા પ્રતિબીંબ ઉપર બરાબર તાકીને ધનુષ્યપર બાણ ચડાવીને છોડી દેવું; જે પુરૂષ મચ્છ વીંધીને પાડશે તેને કુંવરી માળા આરોપણ કરશે. જેની હામ હોય તે કાર્ય કરવાને તત્પર થાઓ."

**દુર્યોધન**—આ શું? કેવી તોછડાઇ ભરેલી બાબત છે આ વિસાત વગરનું મચ્છ વીંધવાનું કામ નાનું બાળક પણ કરી શકે. તેને માટે કેવું અઘટિત ભાષણ કરેછે કે કોઇમાં મચ્છવેદન કરવાનું શાર્ય છે, અરે એ કામને હું વિસાત વગરનું લેખુંછું, આપણા ઘણાએ મારથી યોદ્ધાઓ છે તેમાંથી કરણ જેવો ઉઠશે ને જ્યાં ધનુષ્યનો ટંકારવ કરશે ત્યાંજ જમીનપર મચ્છ પડી જશે.

**વિદુષક**—એમ ક્યાં લાસામાં લૂટી જાવું સહેલ પડ્યુંછે મોઢે ફીણ આવશે તોએ તમારાથી મચ્છવેધન થવાનું નથી.

**દુર્યોધન** (મિજાજમાં.) કર્ણ! ઉઠો ઉઠો પરાક્રમ કરવાને તૈયાર થાઓ ને મચ્છવેધન થાય તો ભલે નહીંતો કન્યા આપણીજ થઈ સમજજો. (જ્યારે કર્ણરાજાએ ઉઠી ઉભા થઇ ધનુષની પ્રત્યંચા ચડાવી ટંકારવ કર્યો ત્યારે તેજ નગરીમાં પાંડવો કાપડીને વેશે ભિ

ક્ષા માગવાને નિકળેલા હતા તેઓમાંથી અરજુને કર્ણનો ટંકારો સાંભળી પોતાના ભાઈને કહ્યું.

**અરજુન**—જેષ્ટ બંધુ! આપણે ભિક્ષાવૃત્તીને માટે નિકળેલા છીએ, પણ પેલો ટંકારો સાંભળ્યો! હું ધારૂંછું કે ખચીત મચ્છ-વેધન કરવાની શરૂઆત થતી હોય એમ લાગેછે પણ તમે હમણાં થએલો ટંકારો પારખ્યો?

**યુધિષ્ટર**—ના.

**અર્જુન**—મારા વેરી કર્ણનો ટંકારો થયો. માટે આપણે ત્યાં જલદી જઈ પહોંચીએ તો ઠીક. પણ ત્યાં ભીડ ઘણી હશે.

**ભીમ**—શું બીઓછો, મારી પાછળ ચાલ્યા આવજો; મારગ કરવાનું મારૂં કામ. (તેઓ ભિક્ષા પડતી મુકી સત્વર મંડપ પાસે આવી પહોંચેછે. મંડપમાં થએલ ગરદીનાં માણસો ભીમને જોઈને ભયભીત થાયછે.)

**માણસો કહે**—મહારાજ મંડપમાં પધારશો ?

**ભીમ**—હા મારગ કરો. નહીં તો કચર ઘાણ કાઢી નાંખીશ. (તેજ વખતે તેને સઘળાં માણસ માર્ગ દઇ જાયછે, જ્યાંથી ભીમસેનની પાછળ પાંડવો ચાલ્યા જાયછે. પણ તેને કોઇ બોલાવતું નથી. જેથી તેઓ ઉદાસ થઈ ઉભા રહેછે. તેટલામાં કૃષ્ણની નજર તેમના પર પડેછે.)

**કૃષ્ણ**—કાપડી રાજા આવો, કાપડી રાજા આવો; તમારી બેઠક અહીંજ છે. તમારી રાહ જોઇ બેશી રહ્યા છીએ (કૃષ્ણના કહેવાથી પાંડવોને માટે માર્ગ થઈ જાયછે અને તેઓ કૃષ્ણને નમેછે.)

**પાંડવો**—કૃપાનાથ! હાજર છીએ.

**કૃષ્ણ**—તમે સૌ બેશી જાઓ અને આ કર્ણ રાજા પરાક્રમ કરેછે તે જુઓ (કર્ણ સ્થંભપાસે જાયછે અને સર્વ બ્રાહ્મણોને નમેછે.)

**કર્ણ**—મહારાજ આજ્ઞાછે?

**બ્રાહ્મણો**—ભલે ભલે કરણ રાજા કરો ફતેહ. (તે સ્થંભની પુજા કરેછે ને ઘુટણપર બેશી થાળીમાં નજર રાખી મચ્છના પડછાયા સામું એકાગ્રહ ચિતથી જોઈને બાણ છોડેછે. તેના બાણે મચ્છ વીંધ્યું નહીં પણ બે ત્રણ વાંભ છેટું ગયું, જેથી સભામાં હાહાકાર થઇ ગયો ને કર્ણ નીચું જોઈ ઝાંખો પડી ચાલતો થયો; ને પોતાને ઠેકાણે જઈને બેઠો)

**દુર્યોધન**—અહો! કર્ણરાજા તમે પધાર્યા. શું વરમાળા પેરી આવ્યા.

**કર્ણ**—(વીલે મોઢે) વરમાળા ને કન્યા લેવાં એમ ક્યાં સહેલાં પડ્યાંછે. પરાક્રમ થાય તોજ લેવાય.

**દુર્યોધન**—શું શું તમે પરાક્રમ કરી શક્યા નહીં અરે તમે માત્ર મચ્છ ઉપર બાણ ફેંક્યું એટલે વીંધાઈ ચુક્યું ને કન્યા આપણી થઈ ચુકી. અરે દુશાસન જાઓ દ્રૌપદ રાજાને મારી કન્યાનો ચોટલો પકડી આહીં લઇ આવો. કારણકે કન્યા આપણી થઇ ચુકી (આ વાતની દ્રૌપદને ખબર પડેછે કે દુશાસન મારી તરફ તૈયાર થઇને આવે છે. તેથી તે કૃષ્ણ પાસે જાયછે.)

**દ્રૌપદ**—દયા સિંધુ કૃપાનાથ કર્ણ રાજાથી મચ્છ વીંધાઇ શકાયું નહીં જેથી તેના મિત્ર દુર્યોધને ખીજવાઈ જઈ મારો ઘાત કરવાનો તથા મારી કુંવરીને હરી જવાનો નિશ્ચય કર્યોછે.

**કૃષ્ણ**—દ્રૌપદ? તું કાંઇ પણ ચિંતા રાખીશ નહીં ભાવી હશે તે બનશે. ઇશ્વર ઈચ્છા પ્રબળ છે. (એટલામાં શિશુપાળ પરાક્રમ કરવાને ઉઠે છે.)

શિશુપાળ—કર્ણ! તમારૂં રથ ખેડવાનું કામ; તમારાથી પરાક્રમ થઇ શકે નહીં. મારો ઝપાટો જોજો. (એમ કહીને જાયછે. તે સ્થંભની પુજા કરી બ્રાહ્મણોને પગે લાગી થાળી પાસે ઘુંટણીએ પડી બાણ ચડાવી છોડી દેછે. તે ઉલટી બાજુ પર પડેછે પણ મચ્છ વીંધાવું નહીં જેથી તેની ફજીતી થાયછે તે ક્રોધયુક્ત થઇને) દ્રૌપદ રાજાનું મૃત્યુ પાસે આવ્યું છે કારણકે હાલમાં તેની બુદ્ધિ ફરી ગઇછે ગચ્છ વીંધવાના નકામા પરાક્રમથી શું થવાનું છે? જેનાથી મચ્છ વીંધાશે તેને તો મારીને પૂરો કરશું પણ દીલગીરીની વાત એ છે કે આ કપટી કૃષ્ણને સ્વયંવર મંડપનો અધિષ્ઠાતા કરીને ઉંચે બેસણે બેસાર્યો છે તેને કોઇ બીજો સારો રાજા મળ્યો નહીં, પરાક્રમી રાજા ઘણાએ પડ્યાછે. મને કહ્યું હોત તો શું હું ના પાડત? એમ કહી તે બડબડતો પોતાના આશ્રમે ચાલ્યો જાયછે.

સ્વયંવર મંડપમાં શિશુપાળ હાર્યાની વધામણી ચારે બાજુએ ફેલાઇ રહી હતી. જેની ખબર કર્ણને પડવાથી તેની દિલગીરીમાં ઘટાડો થયો અને મનમાં એમ ધારણા વળી કે મારાથી તો પરાક્રમ ન થયું પણ શિશુપાળથીએ ન થયું. એટલે જ્યારે શિશુપાળથી પરાક્રમ ન થયું ત્યારે આપણે શી ગણતરીમાં? શિશુપાળ ઝાંખો થઇને પોતાને સ્થાનકે બેઠા પછી મદ્રદેશનો અધિપતિ સલ્ય રાજા કે જે બાણ વિદ્યામાં થોડું ઘણું જાણતો હતો તે પરાક્રમ કરવાને ઉભો થયો. તેણે પ્રથમ કૃષ્ણને પ્રણામ કર્યા.

કૃષ્ણ—શલ્ય રાજા ક્યાં તૈયારી કરી! શું મચ્છવેધન કરવાને જાઓ છો?

શલ્ય—માહારાજ! અને એટલાજ માટે આપની પાસે આ-

શિર્વાદ માગવાને આવ્યોછું.

**કૃષ્ણ**—હા ભલે કરો મચ્છવેધન. પરાક્રમ કરી કન્યાને વરો આશિર્વાદથી શું થવાનું છે? શૈલ્યરાજા વિચારી રહ્યોછે કે પરાક્રમ થવું કઠણ છે તો પણ પરાક્રમ અજમાવવા માટે ચાલ્યો. એમ જાણી સ્થંભની પુજા કરી બ્રાહ્મણોની રજા માગી હાથમાં ધનુષ્ય લઇ થાળીમાં પડતા મચ્છના પ્રતિબીંબ તરફ તાકીને બાણ છોડી દીધું. બાણ અને મચ્છને ઘણું છેટું રહી ગયું.

**બ્રાહ્મણો**—શૈલ્ય રાજા? તમારાથી મચ્છ વીંધાયું નહીં, જેથી શૈલ્યરાજા ચાલતો થયો. તેણે બડબડવાનું મોકુફ રાખ્યું. કારણ કે તે ફોકટ હતું. મેં પેહેલાંથી વિચાર કર્યો કે પરમેશ્વરની મરજી સિવાય કંઇ કામ થતું નથી એમ મનમાં સંકલ્પ વાળી પોતાને સ્થળે ગયો કોઇનાથી મચ્છવેધન થયો નહીં જેથી દ્રૌપદ રાજા બોલી ઉઠયો.)

**દ્રૌપદ**—મચ્છવેધન કરી શકે એવો કોઈ પણ છે? જેને હિંમત હોય તે ઉભા થાય. (કોઇ ઉભા ન થયા જેથી દ્રૌપદ કૃષ્ણની પાસે ગયો.) મહારાજ કોઇમાં રામ રહ્યા નથી માટે આપજ પરાક્રમ કરી દ્રૌપદીને વરો એટલે હું સફળ થાઉં.

**કૃષ્ણ**—મારે કન્યા પરણવા ઈચ્છા નથી. હજી પૂછ. કોઇની પરાક્રમ કરવાની મરજી હશે. (દ્રૌપદ રાજાએ ફરીથી પૂછયું જેથી દૈત્યપતી વૃશપરવાએ ગર્જના કરી.

**વૃષપરવા**—દ્રૌપદ તું એમ જાણેછે, કે કોઈ પરાક્રમ કરનાર છેજ નહીં પણ મારૂં બળ જોજે. (એમ કહી પરાક્રમ કરવા જાયછે. તેનાથી પણ પરાક્રમ થતું નથી અને પોતાનું બાણ વ્યર્થ જવાથી રીસે બળતો સ્થાનકે જાયછે.)

**દ્રૌપદ**-હું ખચિત કહુંછું કે કોઇનાથી પરાક્રમ થઇ શકશે નહીં (પ-

યમ તેણે કૃષ્ણને પૂછ્યું હતું અને તેણે ના પાડી જેથી તે ઈંદ્ર પાસે જાય છે.) સુરપતિ! આપ ઉઠીને મચ્છવેધન કરો અને મારી કન્યાને વરો.

**સુરપતિ**—અમેતો માત્ર નિરક્ષણ કરવાને આવેલા છીએ તોપણ તમારૂ માન રાખવાને દેવતાઓને પૂછું (દેવતાઓને) તમારે પરાક્રમ કરવાની મરજી છે?

**દેવતાઓ**—ના.

જેથી દ્રૌપદ બીજે ઠેકાણે પૂછવા જાયછે, ફરીવાર તેણે સવાલ નાંખ્યો તે સાંભળી સઘળા રાજાઓ તથા આવેલા માણસો નીચું જોઇ ગયા.

**દ્રૌપદ— સુણો દિલ્હી તખ્ત ધરનાર. એ રાગ.**

ક્યમ બેશી રહ્યાછો શુરવીર; બન્યા શુરવીર ધીરારે.
નહીં નહીં તમે કદી રણધીર; બન્યા ૦
નથી નથી રહ્યું ક્ષત્રીમાં શુરત્વ; બન્યા ૦
લાજો લાજો તમે વરણુ શંકર; બન્યા ૦
કરો મચ્છ વેદન શુરવીર; બન્યા ૦
ધરી હિમત આણો ઉર ધીર; બન્યા ૦
અરે હિમત ન હારો રાજન; બન્યા ૦
ધરી ધીરજ કરશો જો ખંત; બન્યા ૦
ધ્યાન દેતા નથી શું કોઈ મન; બન્યા ૦
ક્ષત્રી સહે નહીં કદી કુવચ; બન્યા ૦
ક્ષત્રી ક્ષત્રી હવે રહ્યો નહીં કોઈ; બન્યા ૦
ધિક ધિક આવા ક્ષત્રી નવ હોય; બન્યા ૦

પછી કૃષ્ણની પાસે જઈને કહ્યું માહારાજ! મેં બીજીવાર આ મંડપની અંદર સવાલ નાંખ્યો તેનો કોઇએ જવાબ નહીં આપતાં

સ્તબ્ધ થઈ નીચું જોઇ ગયા અને લોકપાળ દેવતાઓને પૂછી જોવા- થી તેઓએ જવાબ આપ્યો કે અમે તો માત્ર જોવાને આવેલા છી- એ. હવે આપણી તરફથી કોઇ મચ્છવેધન કરવાની હામ બીડે તો- જ ધર્મ રહે તેમ છે બાકી કોઈમાં શૌર્યતા નથી.

કૃષ્ણ—ત્યારે હું મારા યાદવોને પૂછી જોઉં. યાદવો ! તમારા- માંથી કોઇને મચ્છવેધન કરવાની ઇચ્છા હોય તેને હું રજા આપું છું.

યાદવો—અન દાતાજી! અમારી તરફથી કોઈની ઇચ્છા નથી.

દ્રૌપદ—( નિશ્વાસ નાંખીને ) ત્યારે મારા નશીબની વાત મા- ર લીધેલું પણ કોઈ સાચું નહીં કરે ?

કૃષ્ણ—દ્રૌપદ રાજા ! તું જરા પણ દિલગીર થઈશ નહીં; ના હિમત કેમ થાયછે શું આ મંડપમાં કોઇ પરાક્રમી યોદ્ધો માલૂમ ન- હીં પડે ? કોઇએ પરાક્રમ ન કર્યું તો ખેર આ પાંચ કાપડી રાજા- ઓ આવેલાછે, તેમાંથી એક જણો ઉઠીને મચ્છવેધન કરશેજ-કા- પડી રાજાઓ ? તમારામાંથી જેને પરાક્રમ કરવું હોય તે ઉભા થા- ઓ ને જલદીથી પરાક્રમ કરી કન્યાને વરો (એટલામાં કાપડી રા- જાઓ જે નિરાશ થઇને બેઠા હતા તેઓએ કૃષ્ણનું વચન સાંભળીને તેજયુક્ત થયા, અને પરાક્રમ કરવા અરજુન ઉભો થયો. )

અરજુન—( હાથ જોડીને ) કૃપાનાથ અમારી પાસે હથિ- આર નથી તેથી પરાક્રમ કેમ થઇ શકે.

કૃષ્ણ—હથિઆર નથી એટલુંજ ના ! આ લ્યો મારો સારંગ ધનુષ્ય અને જાઓ જલદી કરો ફતેહ.

અરજુન—આપે મને કૃતાર્થ કર્યો પણ મારાથી પરાક્રમ ન- હીં થાય તો આ ધનુષ્યને લાજ છે.

કૃષ્ણ—તેની કાંઈ ફિકર કરો નહીં કારણ કે તમારી ફતેહ થ-

શે. " અરજુન જાયછે અને બધા જોઇને વિસ્મીત થાયછે. ને ગાંડા-ગાંડુ કહેછે કે આ જોગટો શું પરાક્રમ કરી શકશે. જોગટો તો ભીખ માગી જાણે. જો ધનુષ્ય વાપરતાં આવડતું હોય તો ભીખ શા માટે માગે. અંગપર પૂરાં લુગડાં પણ નથી અને આશા તો મોટી છે. એમ મંડપની અંદર તર્ક વિતર્ક થયા કરેછે."

" પ્રથમ કૃષ્ણને નમસ્કાર કરી સઘળા રૂષિઓને નમસ્કાર કરેછે. પછી પોતાના આચાર્ય ધૌમ્ય રૂષિને દંડવત કરેછે ત્યાર પછી અરજુન સ્થંભ પાસે આવી ધૂપ, ચંદન, પુષ્પ ઈત્યાદિકથી પુજા કરી થાળી પાસે ઘૂંટણીએ પડેછે ને થાળીમાં પડતા પ્રતિબિંબ પર નજર કરી તથા ટાંગેલા મચ્છનું બરોબર નિરક્ષણ કરી ટંકારવ કરી બાણ છોડતી વખતે કૃષ્ણ એમ બોલી છોડી દેછે. છુટેલું બાણ મચ્છને વીંધી તેને સાથે લઈ થાળીમાં પડેછે તે જોઇ રૂષિઓ બોલી ઉઠ્યા ધન્ય કાપડી રાજા ધન્ય, સાબાશ સાબાશ. દ્રૌપદીએ જોયું કે મચ્છ વીંધાઈ ચૂક્યું, જેથી તરત હર્ષભેર ચકોર નેત્રોએ એકદમ જઇ સ્વહસ્તે અરજુનને કંઠે વરમાળા આરોપી તે વખતે રૂષિઓએ તેમના ઉપર ફુલની વૃષ્ટિ કરી અને મંડપમાં જય જયકાર વરતાઈ રહ્યો."

"અરજુને મચ્છ વીંધ્યું તેનું કારણ એ હતું કે તેની ઓડે ત્રીજું હતું જેથી બે નેત્રોની નજર થાળીમાં રાખી ત્રીજા નેત્ર વડે ટાંગેલાં મચ્છપર નજર કરીને બાણ ફેંકવાથી મચ્છ વીંધાયું હતું કાપડી રાજાએ મચ્છ વીંધ્યું એવી વાત સર્વ ઠેકાણે ફેલાઈ ગઇ. જેથી કેટલાએકનાં મન ખુશી ન થયાં તેમ નાખુશ પણ ન થયાં. કેટલાએકનાં મન અદેખાઈને લીધે બળવા લાગ્યાં પણ દુર્યોધને જેવા ખબર સાંભળ્યા તેવોજ તે ક્રોધથી મુર્ચ્છીત થઈ ગયો"

**દુર્યોધન**—અરે દુશાસન? દ્રૌપદને બે પાટું મારીને બાંધી લાવ ને કન્યા આંચકી લાવ. તેમ છતાં દ્રૌપદ તારાથી વશ ન થાય તો હું પણ હમણાંજ તારી વારે આવીશ. (દ્રૌપદ, દુશાસન પોતાના તરફ જોશભર આવતો જોઈ કૃષ્ણને શરણે જાયછે.)

**દ્રૌપદ**—કૃપાનિધાન મારૂં રક્ષણ કરો. અદેખાઇને લીધે ઉન્મત્ત થયેલા દુર્યોધને મારો વધ કરવા માટે આ દુરબુદ્ધિ દુશાશનને પ્રેરણા કરીછે જેથી મને મારવા આવેછે. માહારાજ હું આપને શરણે છઉં મારો બચાવ કરો. મારી કન્યા સત્ય પરાક્રમને વરીછે.

**કૃષ્ણ**— હવે તારે શું ફિકર છે જેને કન્યા વરીછે તે રાજા સમર્થ છે.

**દ્રૌપદ**—આપ શું મશ્કરી કરોછો? તે તો જોગીછે. તે પરાક્રમમાં શું જાણે?

**કૃષ્ણ**-તમે તેની પાસે જાઓ તો ખરા. તેઓ કાપડી તો માત્ર કહેવાનાછે. પણ એનાં મૂળ ઊંડાંછે. તે પરાક્રમ કર્યા પછી ખબર પડશે. માટે તારે તેને શરણે જવું યોગ્યછે (દ્રૌપદ અરજુનને શરણે જાયછે.)

**દ્રૌપદ**-કાપડી રાજા? મારી કન્યા તમને સત્ય, ધર્મ, તથા પરાક્રમથી વરી ચુકીછે. તેથી અદેખા દુર્યોધનને દ્વેષ આવ્યાથી મારો હમણાં વધ કરી નાંખશે માટે હું તમારે શરણે છઉં.

**અરજુન**—અમે બનતા સુધી કોઇ પણ જાતની હરકત થવા દેશું નહીં. શ્રીકૃષ્ણને પ્રતાપે સર્વનો પરાજય કરશું કંઇ ફીકર રાખશો નહીં.

**દ્રૌપદ**—હવે તાકીદ થવી જોઇએ કારણ કે દુશાશન મારી ઉપર ધસ્તો આવેછે તે તમે જુઓછો.

**ભીમ**—(દુશાશનને) અરે દુષ્ટ દુરબુદ્ધિ દુશાશન કન્યાના મા-

લિક તો અમે છીયે. દ્રૌપદ રાજાનો કંઇ પણ વાંક નથી તેને તું શા માટે દુઃખ દેછે. તારામાં બળ હોય તો આવી જા મારી સામે તારા લોહીનો હું તરસ્યોછું.

**દુસાસન**—અરે તમે જોગીડાઓ અમારા જેવા શુરવીર શુ-ભટો પાસે શું લેખામાંછો, અમારે મન તમે મચ્છર જેવાછો. અમે હાથી છીએ તેને તમે કીડી જેવા શું કરનાર છો (એમ કહી તે ભીમ ઉપર ધશી જાયછે. અને ગદાનો પ્રહાર કરેછે. તેને ભીમ ચૂર્ણ કરી નાંખેછે.)

**ભીમ**—બચ્ચા દુશાસન? હવે જોજે મારો ઝપાટો (એમ કહી પોતાની ગદા રથને મારી તે રથ ચૂર્ણ કરી નાંખેછે તથા ધશી જઇ દુશાસનને પાટુઓનો પ્રહાર કરી અધમૂઓ કરી નાંખેછે.

**કૃષ્ણ**—(દ્રૌપદને) પરાક્રમ કરનાર કોણ હતો તેની તને ખ-બર પડી!

**દ્રૌપદ**—ના માહારાજ મને તો કંઇ ખબર નથી.

**કૃષ્ણ**—જે હમણાંના પરાક્રમમાં જીત્યો તે ભીમસેન છે.

**દ્રૌપદ**—કોણ પાંડવ?

**કૃષ્ણ**—હા. અને મચ્છ વીંધનાર અરજુન છે.

**દ્રૌપદ**—ભીમસેન? મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો જેથી હું તમારો મોટો આભાર માનુંછું. એમ કહી ભીમને પગે પડવા જાયછે.

**ભીમ**—(ક્રોધયુક્ત થઇને) જાજા હમણાં પાડ માનવાનો વખત નથી નહીં તો તું ક્યાંક ખાઇ બેશીશ.

**વિદુશક**—કાં? કેમ ટાઢી લાપશી ખાધી કે ઉની. પાડ મા-નવા ગયા હતા કે કેમ?

**દ્રૌપદ**—વિદુશક? હાલ બોલવાનો વખત નથી.

**કર્ણ**—(મનુષ્ય બાણ વીગેરે સજીને રણમાં આવેછે) લડવાને સમર્થ હોતો હમણાંજ આવી જાઓ સર્વને પતન કરીશ.

**અરજુન**—(તેની સામે જઇને) હું લડવાને તૈયારછું ચાલ તું તૈયાર થા.

**કર્ણ**—બાવાજી ? તમારાથી કન્યા જીરવાઇ શકાશે નહીં છાના માના અમને આપી દો નહીંતો તમારા બુરા હાલ થશે.

**અરજુન**—અરે નીચ શત્રુ એ અઘટિત વાક્યો શું બોલેછે ? શું તું પરાક્રમ હીન છે ? લડવાની બાબતમાં કન્યા ઉપર શામાટે આવ્યો જે હું જીતીશ તો કન્યા મારીજ છે પણ કદાપિ તું ફતેહ પામ તો તું કન્યા લઇ જજે.

**કર્ણ**—(ક્રોધાયમાન થઇને) આ બાણ વડે તને ઉત્તર આપુંછું ને તું ગ્રહણ કર (એમ કહી બાણ છોડી દેછે) અરજુન તેના કટકા કરેછે તે જોઇને કર્ણ તેની સામાં પાંચ બાણ છોડે છે અરજુન તેને છેદન કરેછે તથા અર્ધચંદ્રાકાર બાણ તેના ઉપર મૂકેછે જેથી કર્ણ મુર્છા ખાઇ હેઠે પડેછે. દુર્યોધનને ખબર પડવાથી તે પોતાના ઘાયલ યોદ્ધા પાસે આવેછે અને શોક કરેછે).

**કૃષ્ણ**—સર્વ રાજાઓને હું જાહેર કરૂં છું કે દ્રૌપદીને વરનાર પાંડવ છે. તે બાબત તપાસ કર્યાથી ખબર પડશે. (આ વાત સાંભળી દુર્યોધનને બળતામાં ઘી હોમ્યા જેવું થાયછે).

**દુર્યોધન**—પાપી પાંડવો કેમ હજી જીવતા રહ્યા ! એ વાત ખોટી હશે કે સાચી હશે (એટલામાં દુશાશન તથા કર્ણને મુર્છા ઉતરેછે એટલે દુર્યોધન તેને પૂછેછે.) કેમ ભાઈઓ એવા પરાક્રમી યોદ્ધાઓ કોણ હતા ! કે જેઓએ તમને મુર્છીત કર્યા ?

**દુશાસન**—વડીલ બંધુ ? મને મારેલી પાટુઓ હજુ સાંભરે

છે. અને હું ખચિત કહું છું જે તે મને માર્યાં વિના મુકશે નહીં. મને પાટુ મારનાર ભીમસેન હોય તો હોય.

**કર્ણ**—મને બાણ મારનાર અરજુન હશે એમ હું જાણું છું. કારણ કે બીજો કોઇ મને મુર્છીત કરવા સમર્થ નથી.

**દુર્યોધન**—અરે રે! હજી પાંડવો જીવતા રહ્યા ? આપણા નશીબની વાત. ચાલો આપણા રાજભણી હવે જઈએ. નહીંતો તેઓ વળી આપણા રાજ્યને દબાવશે.

**સર્વ**—હા ચાલો.

**યુધીષ્ટર**—દ્રૌપદ રાજા? અમને રજા આપો કે અમે અમારી માતુશ્રીને વધામણી દઇએ.

**દ્રૌપદ**—બહુ સારૂં પણ લગ્નની તૈયારી જલદી થાય તેમ કરવું.

**યુધિષ્ટર**—બહુ સારૂં પધારો (એમ કહી જાયછે. દ્રૌપદ રાજા પોતાના રાજા, દુષ્ટદ્યુમ્નને તેની હકીકત જાણવા તેની વાંસે મોકલેછે.)

**પાંડવો**—( કુંતાજી પાસે જઈને ) માજી? અમે ભીક્ષા કરી આવ્યા છીએ.

**કુંતાજી**—પુત્રો? હુંતો હમણા જમીછું જેથી તમે વહેંચી ખાઓ.

**યુધીષ્ટર**—અરે માતુશ્રી?એ તમે શું બોલ્યાં પત્ની રૂપી ભિક્ષા લઇ આવ્યા છીએ.

**કુંતાજી**—( દિલગીરથઈને ) દોષ ન લાગે તેમ વરતો. કારણ મારૂં વાક્ય મિથ્યા ન થવું જોઇએ.

**યુધિષ્ટર**—સારૂં માતાજી! ( દુષ્ટદ્યુમ્ન તેને દેખાવ દેછે).

**દુષ્ટદ્યુમ્ન**—જેણે પરાક્રમ કર્યું છે તે વડે દ્રૌપદીને પરણાવવામાં આવશે.

**યુધિષ્ટર**—તમારા પિતા પાસે ચાલો. ( તેઓ જાયછે).

**દુષ્ટદ્યુમ્ન**—(દ્રૌપદને) પિતાજી? આ પાંચે પાંડવો એમ કહેછે કે અમારી માતાની આજ્ઞા પ્રમાણે અમે પાંચે ભાઈઓ દ્રૌપદીને પરણશું.

**દ્રૌપદ**—એમ કદી બનશે નહીં માત્ર પરાક્રમ કરનારજ તેને પરણશે. ( એટલામાં વ્યાસજી આવે છે. )

**વ્યાસ**—હું તમારાં સર્વનાં મનનું સમાધાન કરી દઉં તમે દ્રૌપદીને આંદી ભોળાવી પાંડવોની પડખે બેસાડો. એટલે હું તમને બતાવું કે ખરૂં શું છે? (દ્રૌપદી પાંડવ સાથે બેસેછે.)

**દ્રૌપદ તથા દુષ્ટદ્યુમ્ન**—મહારાજ હવે શું આજ્ઞાછે?"

**વ્યાસ**—તમે અહીંઆં આવો એટલે હું તમને અંજન કરૂં (તેઓ જાયછે વ્યાસ તેને અંજન કરેછે.)

**બંનેજણા** (દ્રૌપદ તથા દુષ્ટદ્યુમ્ન) અહો! આ અમને વિચિત્ર દેખાવ[1] લાગેછે આનું કારણ શું? અમારી સાંમેનો દેખાવ કૈલાસપૂરી જેવો અને તેમાં ગણાયુક્ત સદાશીવ પાર્વતી સહિત બિરાજેલા છે. પાંચ પાંડવ અને અમારી પુત્રી દ્રૌપદીને બદલે આવો દેખાવ થઈ રહ્યોછે. કે જે દેખાવ દેવતાઓને પણ દુર્લભછે. આમાં અમને કંઇ સુઝ પડતી નથી માટે કૃપા કરી કહેશો.

**વ્યાસ**—ત્યારે સાંભળો. "એક વખતને વિશે કૈલાસમાં સદાશીવ ધ્યાનરત થઈ જપ તપ કરતાં હતાં. અને પાર્વતીજી મહાદે-

---

૧ પાંચ પાંડવનું રૂપ એકત્ર થઈ જઈ પંચમુખેશ્વર મહાદેવ થઇ ગયેલા જોવામાં આવ્યા દ્રૌપદીનું રૂપ સાક્ષાત પાર્વતી જેવું દીઠામાં આવ્યું જેથી તેઓ તેને પગે પડયાં.

વની સેવા પૂજાને વાસ્તે સઘળી સામગ્રી તૈયાર કરતાં હતાં.

તે વખતની અંદર એક કામદુર્ગા પાંચ ગોધાયુક્ત તે રસ્તેથી જતી હતી. તેટલામાં પાર્વતીની નજર તેમના ઉપર પડી.

**પાર્વતી**—અહો!! આ કેવું નિર્લજ પ્રાણીછે કે પોતાની સાથે પાંચ ગોધાને લેઇને ફરેછે મોટી શરમની વાતછે.

**કામદુર્ગા**—સર્વ જગતનાં જનેતા રૂપ માતાજી! અમો તો પશુ છીયે પણ તમે જ્યારે અમારી ચરચા કરવા મંડયા જેથી મારો શ્રાપ તમે ગ્રહણ કરો, કે હમણાં જેટલા મારી પાછળ ગોધા છે તેટલા તમારા પતિ થશે.

પાર્વતી ઝંખવાણાં પડી જાયછે અને ખેદયુકત થાયછે. "અંતર નાટકમાં સાધન આવશે"



## अंतर - ाटक.

**પાર્વતી**—અરે વિભુ! મારાથી એકા એક ખરાબ વચન બોલાઇ ગયું કે પેલી કામદુર્ગાને કઠીણ લાગવાથી તેણે મને પાંચ પતિ થવાને શ્રાપ દીધો.

હર હર શંકર! મારી શી ગતી થશે. મેંતો તપ કરીને મારા ભવે ભવમાં મહાદેવને પતિ માગ્યા છે. તે શું આ શ્રાપથી મિથ્યા થશે? ઓ ઇશ! હે દયાળુ ઇશ્વર! મારૂં નિવારણ કરો. (એમ કહી રૂદનમાં તથા દિલગીરીમાં ગરકાવ થાયછે.)

**મહાદેવ**—(સમાધીમાંથી જાગૃત થઇને) અરે! અહીં કોણ રૂદન કરેછે? ખરેખર સ્વરતો ગૌરીના જેવોજ લાગેછે તે શા માટે

.... હશે? તેને બોલાવીને જોઉં. પ્રિયે? તું શા માટે રડેછે?

**પાર્વતી**—( ડસકાં ભરતી ભરતી.) પ્રાણ નાથ? આજ મારાથી અઘટિત કામ થઇ ગયુછે. તેને માટે મને બહુ પશ્ચાતાપ થાયછે.

**મહાદેવ**—તે શુંછે તે મને જલદી કહે.

**પાર્વતી**—મહારાજ આપ અંતર્યામીછો એટલે આપના જાણ્યા બહાર નહીં હોય તો પણ હું કહુંછું તે સાંભળો.

"આપસમાધી થયા પછી આપને માટે હું પુજાનો સામાન તૈયાર કરતી હતી તેવામાં પાંચ ગોધા સહિત એક કામદુર્ગાને ચાલી જતી મેં જોઈ તેનો મેં તિરસ્કાર કર્યો જેથી તેમણે મને શ્રાપ આપ્યો કે તે તમારા પાંચ પતિ થશે." તેથી મને ઘણો ખેદ થાયછે પણ કૃપાનાથ થએલા શ્રાપનો અનુગ્રહ કરો તો સારૂં. નહીંતો મારાથી અડધી ઘડી પણ જીવી શકાશે નહીં. મારે આપના સિવાય બીજો પતિ નથી. તેમ હું સ્વપ્નામાં પણ બીજાને માટે વાંચ્છના કરતી નથી. ત્યારે આપના વિયોગથી જીવાશે કેમ.

**મહાદેવ**—હે શુભે? તને આ શ્રાપ મળ્યોછે તેનો અનુગ્રહ યોગ્ય રીતે થશે તે સાંભળ. "જ્યારે વિષ્ણું પૃથ્વીનો ભાર ઉતારવાને અવતાર લેછે ત્યારે મારે પણ સાથે લેવો પડેછે. કારણ કે મારામાં તથા તેનામાં જુદાઇ નથી. જ્યારે તને શ્રાપ થયો ત્યારે મારે પણ અવતાર લીધા વગર છૂટકો નથી. હું પાંચ રૂપે અવતરીશ અને તું દ્રૌપદ રાજાને ત્યાં દ્રૌપદી એ નામથી અવતાર લઈશ અને અરજુનને રૂપે થઇને હું મચ્છવેધન કરી તને વરીશ." પ્રિયા? જરા પણ શોક કરીશ નહીં પણ વિશ્નુને કયારે અવતાર લેવાનો છે? તેની ખબર કાઢીએ, અરે! અહીં કોઈ હાજર છે?

**નંદકેશ્વર**—આજ્ઞા મહારાજ.

**મહાદેવ**—નંદકેશ્વર વિષ્ણુના દરબારમાં જઇ તેને વિનતી સાથ કહેવું કે આપનું ભૂમીપર ક્યારે અવતરવું થશે? (તે જાયછે ને થોડીવારમાં પાછો આવે છે.)

**નંદકેશ્વર**—મહારાજ વિષ્ણુએ કહાવ્યુંછે કે શ્રાવણ વદી ૮ને દિવસે મારે પૃથ્વીપર અવતાર લેવોછે.

**મહાદેવ**—બહુ સારૂં; પ્રીયા નિશ્ચિંત રહો હવે ચાલો આપણે ગૃહ ભણી ગમન કરીયે.

**પાર્વતી**—ચાલો ત્યારે "ઉપરની હકીકત વ્યાસ મુનીએ દ્રૌપદ, તથા તેના દીકરાને કહી જેથી અત્ય આનંદમય થઈ મહાદેવ તથા પાર્વતીને સાષ્ટાંત દંડવત પ્રણામ કર્યા કે તરતજ પાંચ પાંડવ તથા દ્રૌપદી થઇ રહ્યાં અને મહાદેવ તથા પાર્વતીનું રૂપ અલોપ થઈ ગયું.

## સર્વે પાત્રો એકઠા મળીને.

"પૂર્ણ થયોછે ખેલ સજનો."

નમીએ ચરણ ચિત ધારી, કૃપાળુ નમીએ.
અલ્પ મતિથી કાર્ય આરંભ્યું, સાહ્ય કરોરે મોરારી. કૃપાળુ.
આપ સ્થળો સ્થળ, વ્યાપિ નીરંજન, કરો સદા ઉપકારી. કૃપાળુ.
કીરતી પામે અવની વિશે, ગ્રંથ બની હિતકારી. કૃપાળુ.
સ્વાર્થ તજી પરમારથ કારણ, આદર્યું કામ આભારી. કૃપાળુ.
પ્રજા પ્રિય આ ગ્રંથ બનાવા, હામ પૂરો ક્લેશ હારી. કૃપાળુ.
રવી કીર્ણ સમ પુસ્તક પ્રસરે, માન પામે અવિનાશી. કૃપાળુ.
ગ્રીષ્મ શરદ વર્ષા શીત આદિ, રૂતુ કરી સુખકારી. કૃપાળુ.
પ્રેમ થકી આ અર્જ સભાની, દીનબંધુ લ્યો સ્વીકારી. કૃપાળુ.

સમાપ્ત.

# અગાઉથી ગ્રાહક થનાર સદ્‌ગ્રહસ્થોનાં નામ.

## નવાનગર.

૭૫ રા. રા. દોલતસિંહજી મુળુજી ઝાલા.
૨૫ રા. રા. મેરૂજી હાલાજી ઝાલા.
૧૦ રા. રા. મણીશંકર માંડણજી અંજારીયા.
૧૦ રા. રા. મોતીચંદ હીરજી ઠક્કર.
૧૦ રા. રા. કાનજી પ્રભાશંકર મેંકોડી.
૧૦ રા. રા. માણેકચંદ ભગવાનજી.
૧૦ રા. રા. જેસંગભાઈ સુંદરજી
૪ રા. રા. ભગવાનલાલ ફુલશંકર. અંતાણી
૩ રા. રા. છગનલાલ કૃપાશંકર અંતાણી.
૨ રા. રા. છોટાલાલ સૂર્યશંકર બુચ.
૧ રા. રા. દુર્ગાશંકર મોતીરામ. રીંડાણી-
૧ રા. રા. રવીશંકર વજેશંકર છાંયા.
૧ રા. રા. છગનલાલ મણીશંકર. હાથી.
૧ રા. રા. મુકુંદરાય કલ્યાણરાય. વહોરા.
૧ રા. રા. રંગીલદાસ કલ્યાણજી. આચાર્ય.
૧ રા. રા. લક્ષ્મીશંકર જગજીવન. હાથી.
૧ રા. રા. બળવંતરાય હરીશંકર. બુચ.
૧ રા. રા. જટાશંકર રેવાશંકર છાંયા.
૧ રા. રા. નરસિંહપ્રસાદ લક્ષ્મીશંકર છયા
૧ રા. રા. નવલશંકર રવીશંકર. ઝાલા.
૧ રા. રા. રૂપશંકર કહાનજી. મંકોડી.
૧ રા. રા. છોટાલાલ કુરણાશંકર.
૧ રા. રા. જ્ઞાનકુસમ પુસ્તકાલય.
૧ રા. રા. ત્રીકમલાલ કુરણાશંકર છાંયા.
૧ રા, રા. મયારામ મંગળજી. ઓઝા.
રા. રા. આણંદલાલ જુગતરામ મારફતે
૧ રા. રા. પ્રેમશંકર શંભુશંકર. ઘોળકીયા
૧ રા. રા. છેલશંકર વંદ્રાવન. માંકડ
૧ રા. રા. ગજાનંદ ગોપાળરાવ.
૧ રા. રા. ભગવાનલાલ અમરજી વછરાજાણી
૧ રા. રા. ચત્રભુજ લાલજી. અગ્રલજા.
૧ રા. રા. ઠાકરશી જેઠાભાઇ સંઘાણી.
૧ રા. રા. જેસા શીવદાસ.

૧ રા. રા. રેવાશંકર વલમજી.
૧ રા. રા. શંકરપ્રસાદ નવલશંકર ધોળકીયા.
૧ રા. રા. નાથજી ભજીભાઇ. બુચ.
૧ રા. રા. હસનભાઈ પીરભાઈ.
૧ રા. રા. જીવરાજ હીરા.
૧ રા. રા. પ્રતાપરાય પ્રાણશંકર.
૧ રા. રા. શંકરપ્રસાદ ગોકળજી હાથી.
૧ રા. રા. લાભશંકર જીવાભાઇ તરફથી.
૧ રા. રા. પોપટ ઘેલારામ.
૧ રા. રા. વેલજી આણંદજી. ઘડીયાળી.
૧ રા. રા. વાલજી વશરામ.
૧ રા. રા. ખીમજી ધના.
૧ રા. રા. ચત્રભજ કાનજી.
૧ રા. રા. મનચરજી રૂસ્તમજી. વાંકડીયા.
૧ રા. રા. પોપટ ભવાનીશંકર.
૧ રા. રા. ઉદેશંકર દોલતરામ માંકડ.
૧ રા. રા. ગૌરીશંકર માનશંકર
૧ રા. રા. પ્રભૂલાલ હેમરામ.
૧ રા. રા. દોલતરાય જેઠાશંકર. અંજારીયા
૧ રા. રા. વ્રજલાલ મોહનલાલ. બુચ.
૧ રા. રા, હરજી મોતીચંદ.

૧ રા. રા. કુરણાશંકર પુરષોતમ:
૧ રા. રા. કુરણાશંકર અંબારામ.
રા. રા. લાધા જેઠા તરફથી.
૧ રા. રા. હીરાચંદ હંસરાજ.
૧ રા. રા. દયાશંકર નંદરામ.
૧ વોરા ગુલામહુસન અરમાલજી.
૧ રા. રા. દલપતરામ નરભેશંકર કછી.
૧ રા. રા. નારદલાલ મણીશંકર. આચાર્ય.
૧ રા. રા. માણેકલાલ ગવરીશંકર.

## ખંભાળીયા.

૧૦ રા. રા. વલ્લભદાસ દેવજી પોકરણા
૫ રા. રા. ત્રીકમદાસ દયાળજી.
૪ રા. રા. રામજી મદનજી.
૩ રા. રા. રણછોડલાલ દુર્ગાશંકર.
૨ રા. રા. જટાશંકર શંભૂશંકર.
૧ રા. રા. નવલશંકર વ્રજલાલ.
૧ રા. રા. ફુલશંકર દલપતરામ.
૧ રા. રા. મોહનલાલ વજેશંકર.
૧ રા. રા. વસંતરાય શંકરપ્રસાદ.
૧ રા. રા. કૃપાશંકર વ્રજલાલ.

૧ રા. રા. ઇચ્છાશંકર જેશંકર.
૧ રા. રા. હાથીલાલ લખાભાઈ.
૧ રા. રા. કાનજી હીરજી.
૧ રા. રા. નથુ ત્રીકમજી.
૧ રા. રા. કેશવજી ઝીણા.
૧ રા. રા. ધનજી જેસંગ.
૧ રા. રા. વીઠ્ઠલજી પીતાંબર.
૧ રા. રા. અંબાશંકર વજેશંકર.
૧ રા. રા. હીરજી વલ્લભજી
૧ રા. રા. દેવચંદ હીરજી
૧ રા. રા. લધા દેવરામ
૧ રા. રા. હીરજી મદનજી
૧ રા. રા. હરિદાસ દામોદર
૧ રા. રા. ઘેલા કાનજી વકીલ
૧ રા. રા. તુળશીદાસ માધવજી
૧ રા. રા. શીવજી નથુ
૧ રા. રા. ભગવાનદાસ હરિદાસ.
૧ રા. રા. પોપટ ઘેલા
૧ રા. રા. નાનજી પુરૂષોત્તમ
૧ રા. રા. શવજી ગીરધર
૧ રા. રા. લક્ષ્મીદાસ.

૧ રા. રા. કાનજી રામજી
૧ રા. રા. તુળશીદાસ જાદવજી
૧ રા. રા. પ્રભાશંકર કરૂણાશંકર
૧ રા. રા. જેઠાલાલ શામળજી
૧ રા. રા. મોરારજી પ્રેમજી
૧ રા. રા. દેવરામ કાળીદાસ
૧ રા. રા. નવલશંકર કૃપાશંકર
૧ રા. રા. ફુલશંકર નવલશંકર મંકોડી
૧ રા. રા. અંબાશંકર દોલતરામ મંકોડી
૧ રા. રા. મુગટરામ અંબાશંકર
૧ રા. રા. મોહનલાલ રાજારામ
૧ રા. રા. રાજારામ વજેરામ વકીલ
૧ રા. રા. પ્રગટશંકર વાસણજી વકીલ
૧ રા. રા. ગૌરીશંકર પ્રાણશંકર વકીલ
૧ રા. રા. દોલતરામ વાઘજી ઢેબર
૧ રા. રા. પોપટ જગજીવન
૧ રા. રા. લાલજી દામોદર

## બાટવા.

૫ કુમારશ્રી નથુખાનજી અનવરખાનજી.
૧ રા. રા. હેમતરામ હરખલાલ ન્યાયાધીશ.

૧ રા. રા. ગૌરીશંકર ઉમીયાશંકર કારભારી.
૧ રા. રા. ઉદયશંકર શંકરજી પ્લીડર.
૧ રા. રા. લાલસિંહ હરિસિંહ.
૧ રા. રા. વજેશંકર રેવાશંકર વકીલ.
૧ રા. રા. નથુ ગૌરીશંકર
૧ રા. ધનજીશાહ લાયબ્રેરી.
૧ શેઠ કાસમભાઇ ઈસ્માલભાઈ.

## આમરણ.

૧ રા. રા. અંબાશંકર જીવાભાઇ ધોળકીયા.
૧ રા. રા. ત્રંબકલાલ ઉમીયાશંકર.

## કાલાવડ.

૧ રા. રા. માણેકલાલ પ્રાણશંકર હાથી.
૧ રા. રા. હાથી મકા ફોજદાર.
૧ રા. રા. રૂપાભાઇ દેશળજી મેહેતાજી.
૧ રા. રા. મયાશંકર પ્રાણજીવન.
૧ રા. રા. રેવાશંકર મુંજા. મો. ૫.
૧ રા. રા. કાળા લાધા.

## દ્વારીકા.

૧ રા. રા. નરસિંહલાલ રેવાશંકર.
૧ રા. રા. બાકરલાલ અમરજી મંકોડી.
૧ રા. રા. લક્ષ્મીદાસ હેગરાજ કલાર્ક
૧ રા. રા. જતનલાલ વેણીલાલ એ. વ. સ્કુ. મા.
૧ રા. રા. પીતાંબરદાસ લક્ષ્મીદાસ. આ. મા.
૧ રા. રા. વીઠ્ઠલદાસ લીલાધર.
૧ રા. રા. લાલજી મોરારજી
૧ ઓખા નેટીવ જનરલ લાયબ્રેરી.
૧ રા. રા. વલ્લભજી હરજીવન.
૧ રા. રા. કહાનજી નારાણજી ઉપાધીયા.
૧ રા. રા. બહાદુર દેવસિંહ બી. જે.
૧ રા. રા. કાશીશંકર ખ. પો. મા.

## પોરબંદર.

૧ રા. રા. છગનલાલ રણછોડજી.
૧ રા. રા. દયાશંકર હેમતરામ.

## જુનાગઢ.

૧ રા. રા. ત્રીભોવનરાય નરભેરામ.
૧ રા. રા. ભોગીલાલ રૂગનાથજી
૧ રા. રા. જમેતરામ નરભેરામ.
૧ રા. રા. હરિશંકર મૂળશંકર આચાર્ય.
૧ રા. રા. માનશંકર કીશોરચંદ.
૧ રા. રા. કલ્યાણરાય વૃજદાસ.

## વઢવાણ.

૧ રા. રા. મણીશંકર લક્ષ્મીરામ.
૧ રા. રા. માનશંકર જેશંકર છાંયા.

## ગોંડલ

૧ રા. રા. ચુનીલાલ છોટાલાલ.

## ધ્રોળ

૫ રા. રા. સાકરલાલ શામજી બક્ષી.
૨ રા. રા. વેલજી ભીમજી
૧ રા. રા. શંભુપ્રસાદ અમરજી

૧ રા. રા. લાલજી કેશવજી
૧ રા. રા. લવલ્લભદાસ. દેવચંદ

## રાજકોટ.

રા. રા. દુલભજી જટાશંકર મારફત.
૮ રા. રા. હરિભાઇ દયાશંકર.
૫ રા. રા. નરભેશંકર સુરજશંકર.
૫ રા. રા. માનશંકર ગણેશજી.
૫ રા. રા. અમૃતલાલ નરભેશંકર.
૫ રા. રા. ગુલાબરાય વજેશંકર.
૩ રા. રા. દુલભજી જટાશંકર.
૩ રા. રા. દોલતરાય ભવાનીશંકર.
૩ રા. રા. દોલતરામ વજેશંકર
૩ રા. રા. ગીરજાશંકર લક્ષ્મીશંકર
૩ રા. રા. રંગીલદાસ રેવાશંકર
૩ રા. રા. મણીલાલ કેશવજી
૩ રા. રા. મુગટરાય માધવરાય
૩ રા. રા. મહાશંકર જમીયતરામ.
૩ રા. રા. છગનલાલ વલ્લભજી.
૨ રા. રા. છગનલાલ જટાશંકર

૨ રા. રા. છગનલાલ હરિદાસ.
૨ રા. રા. મગનલાલ લક્ષ્મીશંકર
૨ રા. રા. ગુલાબરાય ચત્રભજ
૨ રા. રા. ગભનરામ હરિહરરામ.
૧ રા. રા. જટાશંકર પ્રભાશંકર
૧ રા. રા. ભુપતરાય છબીલદાસ
૧ રા. રા. ઇચ્છાશંકર દુર્ગાશંકર
૧ રા. રા. શંકરપ્રસાદ મુગટરામ.
૧ રા. રા. વજેશંકર મણીશંકર
૧ રા. રા. રાયચંદ સવજી
૧ વોરા. ભીખારીદાસ પ્રભુજી.
૧ રા. રા. કરશનજી પ્રાણશંકર
૧ રા. રા. કરસન ડાહ્યાભાઇ
૧ રા. રા. ગીરજાશંકર લક્ષ્મીદાસ
૧ રા. રા. મહાસુખલાલ કરશનજી
૧ રા. રા. વલ્લભદાસ પીતાંબર
૧ શેઠ. જમનાદાસ કાનજી
૧ રા. રા. પ્રતાપરાય જટાશંકર
૧ પટવારી પોપટ જશરાજ
૧ રા. રા. નંદલાલ નારણજી
૧ રા. રા. કાશીરામ કેશવજી
૧ રા. રા. અમરજી અભેચંદ
૧ રા. રા. રેવાશંકર સોગચંદ
૧ રા. રા. જેઠાલાલ જટાશંકર
૧ રા. રા. શીવાયલાલ ગીરધરલાલ
૧ રા. રા. લક્ષ્મીચંદ ગોપાળજી
૧ રા. રા. ભીમજી વેજનાથ.
૧ રા. રા. પ્રભુલાલ હાથીરામ.
૧ રા. રા. ગુલાબરાય જીવણરામ.
૧ મેતા હરખચંદ જગજીવન.
૧ રા. રા. ત્રીભોવન તુલસી.
૧ રા. રા. પ્રભાશંકર પોપટ.

## બાટવા.

૧ શાહ મુળચંદ બાવાભાઈ

## જામનગર.

રા. રા. હરખશંકર પ્રભુલાલ મારફત.
૧ રા. રા. કુરજીશંકર જાદવજી.
૧ રા. રા. અંબાશંકર નથડારામ.

૧ રા. રા. કાળા વેલા.
૧ રા. રા. કાનજી રૂપશી.
૧ રા. રા. સુલેમાન રોબનજી.
૧ રા. રા. ગંગારામ લક્ષ્મીચંદ.
૧ રા. રા છગનલાલ જગજીવન.
૧ રા. રા. ચંપકલાલ જટાશંકર.
રા. રા. દુર્ગાશંકર ઉદયશંકર મારફત.
૧ રા. રા. ખુશાલચંદ માણેકચંદ.
૧ રા. રા. બલવંતરામ પ્રભાશંકર.
૧ રા. રા. અમૃતલાલ રણછોડજી.

૧ રા. રા. હરજી દેવરાજ.
૧ રા. રા. ફૂલશંકર બાવાભાઈ.
૧ રા. રા. દ્વારકાંદાસ ગોપાલદાસ.
૧ રા. રા. વસનજી મુળજી.
૧ રા. રા. કરસનલાલ કેશવજી.
૧ રા. રા. ત્રીકમજી અમરજી.
૧ રા. રા. કાળીદાસ કલ્યાણજી.
૧ રા. રા. ત્રંબકલાલ ઉમીયાશંકર.
૧ રા. રા. જગજીવન જેશંકર બુચ.
૧ રા. રા. હરજીવનદાસ મુળશંકર બક્ષી.

## જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

**ખંભાળીયા**—વિઠલજી દોલતરામ અસાણી ઠે. નાગરવાડામાં.

**નવાનગર**—રણછોડરાય તુલસીદાસ ભાંકાડી.

**રાજકોટ**—જશવંતરાય ગંગાશંકર છાંયા.